પૂજ્ય મુનિરાજ શ્રી પુનમચંદજી સ્મારક મણકો ૪ થો

# ધાર્મિક બાળપોથી-સાર્થ



મુનિરાજ શ્રી બાલચંદ્રજી

दान | 卐 सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः 卐 | शील

卐 संजमे महासुरयं 卐 संसारे महादुरयं 卐

卐 णमोत्थुणं समणस्स भगवओ महावीरस्स 卐

卐

स्व. वाचनाचार्यश्रीकुशलचंद्रगणिवरेभ्यो नमः।

卐

પૂજ્ય મુનિરાજશ્રી પુનમચંદજી સ્મારક મણકો ૪થો.

卐

શ્રીપાર્શ્વચંદ્રગચ્છીય—

# ધાર્મિક બાળપોથી—સાર્થ.

ॐ

સંપાદક તથા સંશોધક—

## મુનિરાજશ્રીબાલચંદ્રજી મહારાજ.

卐

વિ. સં. ૧૯૯૫ના બી. શ્રા. વદ ૨ શુક્રવાર.

卐

કિં. પઠન પાઠન.

卐 मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः 卐

भाव | 卐 ज्ञान-क्रियाभ्यां मोक्षः 卐 | तप


દ્રવ્યસહાયક —
શા. નેમચંદભાઈ હઠીસંગ
પ્રકાશક —
શા. વાડીલાલ લલ્લુભાઈ
રાયપુર, શામળાની પોળ, અમદાવાદ.

સ્વ. શા. મયાભાઈ નેમચંદ તથા તેમના બનેવી
સ્વ. શા. ભોગીલાલ વાડીલાલના સ્મરણાર્થે ભેટ.

પણ પોસ્ટખર્ચના બે આના મોકલવા.


પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦
તા. ૧-૯-૧૯૩૯.


મુદ્રક —
પરીખ સુરેશચંદ્ર પોપટલાલ
શ્રી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિ. પ્રેસ.
સલાપોસરોડ—અમદાવાદ.

ॐ

स्व. प. पू. योगप्रेमी निजानन्दी गुणनिधि शान्तमूर्ति-

# मुनिराज श्री १००८ श्रीपुनमचन्द्रजी महाराज ।

नमस्तुभ्यं मुनीन्द्राय, भ्रातृचन्द्रांघ्रिसेविने ।
गुणिगणगुणाधारा,-याबालब्रह्मचारिणे ॥१॥



तवाशेषगुणान् वक्तुं, शेमुषी मे गुरोऽक्षमा ।
तारामण्डलमत्रेह, कोऽज्ञो गणयितुं क्षमः ? ॥२॥

દશાશ્રીમાળી વાણીયા, પિતાશ્રી મગનભાઈ, માતુશ્રી સુંદરબાઈ.
જન્મ વિ. સં. ૧૯૨૪ના પોષ માસમાં ગામ ઉદાપુર (ભાંખા ટ્રેક).
દીક્ષા વિ. સં. ૧૯૫૪ના માગસર સુદ ૧૦ ગુરૂ, ગામ મોટી આખજ (કચ્છ).
સ્વર્ગવાસ વિ. સં. ૧૯૯૦ના આસો વદ ૨ મંગળ, શામળાની પોળ-અમદાવાદ.

# 卐 સમર્પણ-પત્ર. 卐

સ્વર્ગસ્થ પરમપૂજ્ય ભારતભૂષણ સર્વપ્રિય ગીતાર્થ સુવિહિતશિરોમણિ સ્વપરસમયપારગામી સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮ **શ્રી ભ્રાતૃચંદ્રસૂરીશ્વર** ( ભાઈચંદજી મહારાજના ) સુશિષ્યશિરોમણિ આર્યચારિત્રધારક પ્રવચનપ્રભાવક શાંતિપ્રિય પ્રાતઃસ્મરણીય સ્વર્ગસ્થ પરમપૂજ્ય શાંતમૂર્તિ-

**મુનિરાજશ્રી ૧૦૦૮ શ્રી પુનમચંદ્રજી મહારાજ !**

આપશ્રીએ આપના ચારિત્રબળથી, નમ્રતાથી, સરળતાથી, સમભાવથી અને ધર્મનિષ્ઠાથી અનેક ભવિજીવોને ધર્મનો પ્રતિબોધ કરી સન્માર્ગે દોર્યા છે અને અમને પણ આપે જૈનભાગવતી દીક્ષા આપી અમારા જીવનને સન્માર્ગે પ્રેરણા આપી આભારી કર્યા છે. તેથી આપશ્રીના અત્યુત્તમગુણોવડે આકર્ષિત થઈ આપ ગુરૂદેવના સદ્‌ગુણોનું સદા સ્મરણ રહે તે હેતુથી આ લઘુપુસ્તક સમર્પણ કરી પરમ આનંદ પામીએ છીએ અને આપના અમર આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

આપના ચરણકમળના ઉપાસકો-

**મુનિ કૃપાચંદ્ર તથા મુનિ બાલચંદ્ર**

## શ્રીસરસ્વતી-સ્તુતિ.

( અષ્ટપદી શ્લોક )

શ્વેતપદ્માસના દેવી, શ્વેતપદ્મોપશોભિતા,
શ્વેતાંબરધરા દેવી, શ્વેત-ગંધાનુલેપના;
અર્ચિતા મુનિભિઃ સર્વૈ, ઋષિભિઃ સ્તૂયતે સદા,
એવં ધ્યાત્વા સદા દેવીં, વાંછિતં લભતે નરઃ. ૧

卐

## શ્રીસદ્ગુરૂ-સ્તુતિ.

( માલિની છંદ )

ઉદય-શિખરિ-ચંદ્રાઃ સદ્વચોંભોધિ-ચંદ્રાઃ,
સુકૃત-કુમુદ-ચંદ્રા ધ્વાંત-વિધ્વંસ-ચંદ્રાઃ;
કુમત-નલિનચંદ્રાઃ કીર્તિ-વિખ્યાત-ચંદ્રાઃ,
પ્રમદ-જનન-ચંદ્રાઃ શ્રેયસે પાર્શ્વચંદ્રાઃ. ૧
શ્રેયસે ભ્રાતૃચંદ્રાઃ.

卐

શ્રીપૂજ્યાઃ **પાર્શ્વચંદ્રા** જિનપતિસદૃશા માર્ગદા માર્ગસંસ્થાઃ,
શુદ્ધાચારા યતીશા વ્રતસમિતિરતા જ્ઞાનદા જ્ઞાનવંતઃ;
દૃષ્ટ્વા તાન્ મર્ત્યલોકે નૃપસુરમહિતા વંદનાર્થં સુરેંદ્રૈ-,
રાહૂતાઃ સ્વર્ગલોકે ભવભયહરણાઃ શાંતિદા મે ભવંતુ. ૧

## માસ્તરને સૂચના.

૧ બાળકોને જેમ બને તેમ સૂત્રો (મૂળ) શુદ્ધ શીખવવાં, ઢબ પૂર્વક શુદ્ધ ઉચ્ચાર કરાવવો, ભલે થોડું ચલાવાય પણ તે સદાને માટે ટકી રહે તેવું શીખવવું અને જ્યાં સુધી પાઠનો શુદ્ધ ઉચ્ચાર બાળક ન કરી શકે ત્યાં સુધી તેને પાઠ વંચાવવો.

૨ વિધિઓ મોઢે કરાવવી ને તેનો અમલ પણ કરાવવો.

૩ ત્યાર પછી સૂત્રોના અર્થ—વાકયાર્થ ધરાવવા, જે સૂત્ર ચાલતું હોય તેનો ભાવાર્થ સમજાવવો, સૂત્રનાં મૂળ-નામ વગેરે બોલાવતા રહેવું અને છંદો પણ મોઢે કરાવવા—વારા ફરતી બોલાવવા.

૪ સામાન્ય જ્ઞાનના પાઠો વંચાવી તેનું રહસ્ય તેમના મગજમાં ઠસાવવું ને તે પાઠો મોઢે કરાવવા.

૫ એકમ આદિ દિવસે નવો પાઠ ન ચલાવવો પણ ચાલેલા વિષયો પ્રશ્નો પૂછી કે સૂત્રો બોલાવી ખૂબ દૃઢ કરાવવા.

૬ 'બાળકોને સૂચના' મુજબ જરૂર ટેવ પડાવવી અને તેનો અમલ પણ કરાવવો. પ્રેમથી કામ લેવું.

૭ આ બુક ચાર માસમાં ત્રણ વખત ફરી ફરી ચલાવવી જેથી તેનું એવું જ્ઞાન દૃઢ થઈ જાય કે જે નામની પેઠે જીંદગી સુધી ભૂલાય નહિ.

---

## બાળકોને સૂચના.

ચોપડી પ્રમુખ જ્ઞાનની અને વિદ્યાગુરૂ આદિ જ્ઞાની-ઓની આશાતના (અપમાન) કરવાથી જ્ઞાનાવરણ કર્મ બંધાય

છે તેથી આ ભવમાં ઘણી મ્હેનત કરવા છતાં વિદ્યા ચડતી નથી અને પરભવમાં પણ આંધળા, પાંગળા, બોબડા, બ્હેરા ને મૂંગા પ્રમુખના અવતાર લેવા પડે છે. માટે–

૧ ચોપડીને સાપડા વગેરે ઉપર મૂકી, બે હાથ જોડી, ચોપડીને તથા માસ્તરને નમન કરી ભણવા બેસવું ને એકચિત્તથી ભણવું.

૨ ચોપડીને જ્યાં ત્યાં જેમ તેમ રખડતી મૂકવી નહિ, અશુદ્ધ કે પરસેવાવાળા હાથે અડવું નહિ અને પગ પણ અડાડવો નહિ—જ્ઞાનની આશાતના કરવી નહિ.

૩ અપવિત્ર વસ્ત્રો પ્હેરી ભણવું નહિ.

૪ ચોપડીને મોઢાનું થૂંક ન ઉડે અને શ્વાસ પણ ન લાગે તે માટે મ્હોં આડો રૂમાલ વગેરે રાખી ભણવું.

૫ પાઠશાળામાં ટાઈમસર હાજર થવું, માસ્તરની આજ્ઞા માનવી, મસ્તી તોફાન કરવાં નહિ અને વિનયથી પાઠ દેવો-લેવો. આ સૂચનાઓ તમારા ભલાને માટે છે.

# ૧ સ્વ૦ યુગપ્રધાનશ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરદાદાનો છંદ.

શાંતિજિણંદ પ્રણામ કરી, અહનિશ નિજચિત્ત પ્રમોદ ધરી;
પાપ પડલ સવિ દૂર હરી, સૂરિપાર્શ્વચંદ્ર થવશું હરખ ભરી. ૧
સૂરિશિરોમણિ જગ રાજે, જસુ સદ્ગુરૂ સાહુરયણ છાજે;
વડતપગચ્છનાયક ગાજે, સવિ અરિયણ કેરા દલભાજે. ૨
શાસ્ત્ર સકલ લઘુપણે જાણે, વળી દેવ પ્રભાવે મેરુ આણે;
રાયરાણા જેહને પ્રણમે, પૂજ આગળ હિયડે મદ નાણે. ૩
શીખ લહી સદ્ગુરૂ પાસે, ગ્રહી સંજમ સમતા મનવાસે;
ઉત્તમ લક્ષણ જસુ તનુ ભાસે, નરનારી ગુણ ગાવે રાસે. ૪
ગુજ્જર મરૂ માલવ દેશે, પ્રતિબોધ્યા ભવિયણ ઉપદેશે;
કુમતિ મિથ્યાત્વ ન રહે લેશે, જિન મારગ સુધો સમજ્હેશે. ૫
નયર જોધાણે અનુક્રમે આવે, લહી અણુસણ સુરની ગતિ પાવે;
સંઘ મળી પગલાં ઠાવે, જસુ જાત્રા દિશોદિસથી આવે. ૬
પૂજ્ય શુભ ભલી મહિમા પસરે, સેવક ઘર કમલા કેલિ કરે;
પરઘળ પુણ્ય ભંડાર ભરે, જસુ કીરતિ ચિહું દિશિ કાજ સરે. ૭
આતુર અરતિ રોગ શોગ સમે, ભય સાત સહિ તતકાળ ગમે;
અડવી પડયા જે પૂજજી નમે, તે કુશલ કલ્યાણે પંથ ક્રમે. ૮
જે ગુરૂ ચરણકમળ ધ્યાવે, સુત વંછે તે નર સુતપાવે;
અષ્ટમહાસિદ્ધિ ઘર લાવે, દુઃખસાયર ઉતરી તટ જાવે. ૯
વયર વિરોધ સંતાપ ટળે, ગુરૂ સમર્યા વેરીનાં માન ગળે;
નવિ ભૂત ન પ્રેત પિશાચ છળે, ગ્રહગોચર ભૂંડા જાય વિલે. ૧૦
નયર જોધાણે શોભા સુણી, વળી નાગોર બીકાનેર પૂજા ઘણી;
સાનિધ કરો પૂજ્ય સંઘ ભણી, મુનિમેઘરાજ ભણે સુખ લાભ ગણી.

卐

## સ્વ૰ યુગપ્રધાનશ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરદાદાનો છંદ.

સૂરિપાર્શ્વચંદ્ર હુવા અવતારી, જેના નામ તણી મહિમા ભારી;
કષ્ટ ટળે મટે તાપ તપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૧
પૂજ્ય નામે સબ કષ્ટ ટળે, વળી ભૂત પ્રેત તો નાંહિ છળે;
મળે ન ચોર હોય ગપ્પચપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૨
લક્ષ્મી દિનદિન વધી જાવે, ઓર દુ:ખનેડો તો નહિ આવે;
વેપારમેં હોવે બહુત નફો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૩
અડચો કામ તો હોઇ જાવે, વળી બગડચો કામ તો બનજાવે;
ભૂલચૂક નહિ હોય ડખો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૪
રાજ કાજમેં તેજ રહે, વળી ખમાખમા સબલોક કહે;
આદિ જાયગા જાય રૂપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૫
પૂજ્યનામ તણો જેણે લીયો ઓટો, તેને કદિ નહિ આવે તોટો;
ઘર ઘર બારણે કાંઇ તપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૬
એક માળાકો નિત્ય નેમ રખો, કોઈ વાત તણો નહિ હોય ધખો;
ખાલી વિમાસ ઓર ટળે જીસપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૭
સ્વગચ્છતણી પ્રતિપાળ કરે, મુનિરામ સદા તુમ ધ્યાન ધરે;
કોઇ પ્રત્યક્ષ વાત નહિ ઉથપો, પૂજ્ય દાદાજીનો જાપ જપો. ૮



## ૨ સ્વ૰ ભારતભૂપણશ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વરનો છંદ.

શ્રીપાર્શ્વચંદ્રસૂરીંદ નાગપુરીંદ તપગણનભમણિ,
તસ પટ પરંપર ગણધુરંધર હેમચંદ્રસૂરિ ગુણી;
નિર્ગ્રંથ ગુરૂ તસ પાટ રાજે આજ ગાજે મુનિવરા,
ભવિ ! ભકિતભાવે નમો નિશદિન ભ્રાતૃચંદ્રસૂરીશ્વરા. ૧

છે શાંત દાંત મહંત કિરિયા–પાત્ર સમતા સાગરૂ,
પંડિત પ્રવર વિદ્વાન્ બુદ્ધિનિધાન વિદ્યા આગરૂ;
અઘઓઘવારક મહાપ્રભાવક ધર્મધોરી ધુરંધરા, ભવિ૦ ૨
છે ભવ્યઆકૃતિ ધર્મમૂર્તિ પ્રભુતુલ્ય મનોવૃત્તિ,
તપતેજ દીપે કદિ ન છીપે ભાગ્યની ચઢતી રતી;
વળી શરદશશિસમ સૌમ્યકાંતિ શાંતિવાન શુભંકરા, ભવિ૦ ૩
ગુરૂ ગચ્છનાયક જ્ઞાનદાયક સંઘમાં લાયક મુદા,
ગતરાગરોષ ન દોષ જરીએ તોષસુખદુઃખમાં સદા;
છત્રીશ ગુણગણયુક્ત સૂરીશ્વર ચરણગુણથી અલંકર્યા, ભવિ૦ ૪
જિનભાણુ અસ્ત થતાં સૂરીશ્વર જ્ઞાનદીપ પ્રકાશતા,
મિથ્યાંધકાર વિકાર ટાળી ભવિકજન પ્રતિબોધતા;
શુભચ્છંદ સાંકળચંદ કહે પાવનકરી ભારત ધરા, ભવિ૦ ૫

卐

## ૩ સ્વ૦ શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રમુનીશ્વરનો છંદ.

(હરિગીત છંદ)

શ્રીપાર્શ્વચંદ્રસૂરીશગચ્છે ભ્રાતૃચંદ્રસૂરીશ્વરૂ,
અધુના બિરાજે સ્વર્ગમાં જે ધર્મવીર ધુરંધરૂ;
તસ શિષ્ય **પુનમચંદ્રજી** વ્રત પંચ મહા પાળે સદા,
નિર્ગ્રંથ ચરણ રસિક સમય પ્રમાદ નવ સેવે કદા. ૧
જસ રાગદ્વેષ ન લેશ મમતા–વારી સમતા આદરી,
ષટ્કાય ગોકુળ પાળવા મુનિ–વેષ લીધો ભય હરી;
સગવીસ ગુણ પાળે સદા વળી દોષ અષ્ટાદશ હર્યા,
અણગાર સંયમભાર સત્તર–પ્રકાર જેણે શિર ધર્યા. ૨

વિચરી વસુધામાં કરે ઉપકાર ભવી નરનારને,
છે તરણ તારણ દુઃખનિવારણ વારતા સંસારને;
તસ પાદપંકજ મનમધુકર સકળ સંઘ મોહી રહ્યો,
ગુરુરાજ શીતળછાય ભવવન ભેટતાં હરષિત થયો. ૩

## સ્વ. શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રમુનીશ્વરનો છંદ.

(સુંદર શામળીઆ—એ દેશીમાં)

ગુરુજી ગુણદરીયા, રત્નત્રયી અનુસરીયા;
ગુરુજી ગુણદરીયા, સમતાજળ ભરીયા;
મહાવ્રત-વેલ ઉદ્ધરીયા (૨) ગુરુજી૦ ૧
**આતૃચંદ્રસૂરિ** અંતેવાસી, **પુનમચંદ્રજી** મુનિગુણપ્યાસી;
જ્ઞાન-ધ્યાનમાં બુદ્ધિવિકાસી, સમતાધરી કરી મમતાદાસી;
ભવિજન બોધિ ઉદ્ધરીયા (૨) ગુરુજી૦ ૨
પંચમહાવ્રતધારસોભાગી, નિર્ગ્રંથમુનિ એ ત્યાગી વિરાગી;
**અભિનવજ્ઞાનથકી લય લાગી**, ચરણકરણ વ્રતધાર નિરાગી;
**બાલચંદ્ર** દુઃખ હરીયા (૨) ગુરુજી૦ ૩

શાંતિદા મે ભવંતુ, તુષ્ટિદા મે ભવંતુ, પુષ્ટિદા મે ભવંતુ.
બોલો શ્રીવીતરાગદેવકી જય. બોલો શ્રીસદ્ગુરુકી જય.
બોલો શ્રીજૈનધર્મકી જય. બોલો શ્રીશાસનદેવકી જય.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

श्रीसंघस्य कल्याणाय भवतु ।

  

# 卐 ભગવાન્ મહાવીરનો સંદેશ 卐

૧ આત્મશ્રદ્ધા, આત્મજ્ઞાન અને આત્મસંયમ એ ત્રણ સદ્ગુણોથી મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે માટે તે મેળવવા પુરૂષાર્થ કરો.

૨ 'અહિંસા પરમો ધર્મ' એ મહાવાકયને તમારા હૃદયમાં કોતરી રાખી જગતના તમામ પ્રાણીઓ તરફ પ્રેમથી વર્તો.

૩ પોતાના કલ્યાણનો આધાર બહારની કોઈ પણ શક્તિ ઉપર નથી પણ આત્મશક્તિ ઉપર છે એમ માનો.

૪ દુન્યવી કોઈપણ વસ્તુમાં વાસ્તવિક સુખ નથી પણ તે સુખ અંતરમાં છે એમ સ્વીકારો.

૫ જીંદગી ટુંકી છે ને ઉપાધિ બહુ છે માટે જલદી સ્વકર્તવ્ય-પરાયણ થાઓ.

૬ આયુષ્યનો એક ક્ષણનો પણ ભરોશો ન રાખો.

૭ આત્મા છે, કર્મ છે, પરમેશ્વર છે, મુક્તિ છે, પુણ્ય છે, પાપ છે અને પુનર્જન્મ પણ છે તે સત્ય માનો.

૮ ઇષ્ટમાં ઇષ્ટ કર્તવ્ય આત્મજ્ઞાન છે એમ સમજો.

૯ અજ્ઞાનતા એજ પાપ છે માટે જ્ઞાન મેળવો અને દુઃખ એ ભૂલની શિક્ષા છે માટે નવી ભૂલ કરતાં અટકો.

卐

# આભાર-દર્શન

આજે અમે શાસનપ્રેમીઓના કરકમળમાં આ બુક આપવા ભાગ્યશાળી થયા છીએ તે માટે પ્રેરક પ. પૂ. **મુનિરાજ શ્રી જગતચંદ્રજી** મ. નો. પ. પૂ. **મુનિરાજ શ્રી કૃપાચંદ્રજી** મ. નો તથા સંપાદક પ. પૂ. **મુનિરાજ શ્રીબાલચંદ્રજી મ૦** નો અત્યંત ઉપકાર માનીએ છીએ કારણકે તેઓશ્રીએ પોતાનો કિંમતી સમયનો ભોગ આપી પ્રેસકોપી તૈયાર કરવામાં અને ગેલીઓ આદિ સુધારવામાં ખૂબ જહેમત ઉઠાવી છે. તેમજ શા. નેમચંદભાઇ હઠીસંગ તરફથી ૭૫૦ નકલો અને ગેરાભાવી મુનિ શ્રી વિદ્યાચંદ્રજી મ. ના ઉપદેશથી ગાંભુનિવાસી સ્વ. શા. ચુનીલાલભાઈ અમુલખના સુપુત્રો તરફથી ૨૫૦ નકલો છપાવવામાં આવી છે અને તે શાસનપ્રેમીઓને ભેટ તરીકે આપવાની છે જેથી તેમને ધન્યવાદ આપીએ છીએ ને આવી ઉદારવૃત્તિ હરહંમેશ તેમની રહે એમ ઇચ્છીએ છીએ. જ્ઞાનદાન જેવું કોઈ દાન નથી અને જ્ઞાનની વૃદ્ધિ થવાનું મુખ્ય સાધન ઉપયોગી પુસ્તકો છે, તે ખરીદવાની સર્વ મનુષ્યોની સ્થિતિ હોતી નથી તેથી આવા ધાર્મિક પુસ્તકો ઉદાર ગૃહસ્થોની મદદથી છપાવી યોગ્ય જીવોને વિના મૂલ્યે 'ભેટ' આપવાથી ઘણો સારો લાભ પ્રાપ્ત કરી શકાય છે.

અંતમાં મહેસાણા શ્રીજૈનશ્રેયસ્કર મંડળ, ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિ. પ્રેસના માલીક, તથા ભાઇ આશાભાઇ મોહનલાલ શાહ અને બીજાઓએ જેમણે પ્રત્યક્ષ કે પરોક્ષ સહાય કે સલાહ આપી હોય તે બધાનો અંતઃકરણથી આભાર માની વિરમીએ છીએ.

—પ્રકાશક



# પ્રસ્તાવના

હાલમાં જે સ્થળે સ્થળે જૈનપાઠશાળાઓ અને કન્યાશાળાઓ સ્થાપવામાં આવે છે. તે ભવિષ્યને માટે આપણા ઉદયનું શુભચિન્હ છે. જૈનકુળમાં ઉત્પન્ન થયેલા દરેક મનુષ્યનું કર્તવ્ય છે કે તેમણે ચૈત્યવંદન, ગુરૂવંદન અને સામાયિક વગેરે આવશ્યક ક્રિયાઓ રોજ કરવીજ જોઇએ અને તે દરેકને કંઠસ્થ હોવીજ જોઇએ પણ હાલના કાળમાં તે વસ્તુના લક્ષ્યને ભૂલાતું હોવાથીજ આવા પુસ્તકની ઉત્પત્તિ કરવાની જરૂર રહે છે ઇત્યાદિ હેતુને ધ્યાનમાં લઇ પ.પૂ. **મુનિરાજ શ્રીજગતચંદ્રજી મહારાજ** તથા પ. પૂ. **મુનિરાજ શ્રીકૃપાચંદ્રજી મહારાજની** પવિત્ર પ્રેરણાથી અને પ. પૂ. **મુનિરાજ શ્રીબાલ-ચંદ્રજી મહારાજના** આત્મભોગથી આ પુસ્તક મુદ્રિત થયું છે આ બુકમાં ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે—સૂત્રવિભાગ, અર્થવિભાગ અને સામાન્ય જ્ઞાનવિભાગ તેમાં સામાયિક, ચૈત્યવંદન અને ગુરૂવંદનના સૂત્રો આપેલા છે અને તેના અર્થ પણ સરળભાષામાં આપવામાં આવ્યા છે. વિશેષ બીના અનુક્રમણિકાથી જાણવી. આ બુકનો શાસન-બંધુઓ લાભ લઇ સ્વજીવન સાફલ્ય કરશે એવી આશા રાખું છું. શા. વાડીલાલભાઇ લલ્લુભાઇ એક સેવાભાવી પુરૂષ છે, તેઓ પૂજ્ય સાધુ–સાધ્વીની સેવાનો તેમજ ઉપાશ્રય સંબંધી કામકાજનો નિઃસ્વાર્થપણે લાભ લઇ રહ્યા છે. છેવટ મતિદોષ, દૃષ્ટિદોષાદિથી ભૂલચૂક કે અશુદ્ધિ જોવામાં આવે તો તે સુધારીને વાંચવા ભણવાની ભલામણ કરી વિરમું છું.

સં. ૧૯૯૫ બી. શ્રા. સુ. ૧૫ }
શામળાનીપોળ **અમદાવાદ** }

સેવક—
**આશાભાઇ મોહનલાલ શાહ**

# અનુક્રમણિકા.

## ૧ મૂળસૂત્ર-વિભાગ.





## ૨ અર્થ-વિભાગ



## ૩ સામાન્ય જ્ઞાન-વિભાગ

## શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૭ | કાઉ | કાઉં |
| ૧૮ | ૧૩ | पात्रवाद् | पात्रत्वाद् |
| ૨૨ | ૧ | ાવરાહિયા | વિરાહિયા |
| ૩૫ | ૫ | સિદ્ધા | સિદ્ધી |
| ૩૯ | ૨૧ | બાયર વા | બાયરં વા |
| ૪૧ | ૬ | સિદ્ધાથી | સિદ્ધાર્થી |
| ૪૧ | ૧૧ | કચ પક્ષી | ક્રૌંચ પક્ષી |
| ૪૨ | ૮ | કૂમ | કૂર્મ |
| ૫૦ | ૪ | સત્રોમાં | સૂત્રોમાં |
| ૫૫ | ૧૯ | ગવ | ગર્વ |
| ૫૮ | ૨૦ | એડલા | અડેલા |

**આ બુકમાં બહુશ્રુતોના આશયવિરૂદ્ધ કાંઈપણ લખાયું હોય તો તે સંબંધી મિથ્યાદુષ્કૃત દઉં છું.**

**જૈનધર્મોપાસક — મુનિ બાલચંદ્ર**

# સ્વ. મયાભાઈ નેમચંદ શાહ.

(રાયપુર, શામળાની પોળ—**અમદાવાદ.**)

જન્મ વિ. સં. ૧૯૬૯ ના માગશર સુદ ૭



અવસાન વિ. સં. ૧૯૯૬ ના વૈશાખ વદ ૧૪

આ બંધુ ધર્મપ્રેમી, નિયમધારી, સેવાભાવી સદ્ગુણી ને દેશસેવક હતા. ૨૬-૨૭ વર્ષની નાની વયમાં વૈશાખ વદ ૧૪ મે પંચત્વ પામ્યા છે. આવા મરણો સંસારની અનિત્યતાના ખાસ સૂચક છે. તેમના અભાવ થવાથી તેમના પિતાશ્રી નેમચંદભાઈ, માતુશ્રી મણીબાઈ, ચિ. હસમુખભાઈ તથા ધર્મપત્ની ગજીબાઈને થયેલ દિલગીરીને અંગે અમે અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ પ્રાપ્ત થાઓ એમ ઈચ્છીએ છીએ.

પ્ર.

# સ્વ. ભોગીલાલ વાડીલાલ શાહ.

(નાગજી ભુદરની પોળ—અમદાવાદ.)

જન્મ વિ. સં. ૧૯૩૦ ના આસો વદ ૩



અવસાન વિ. સં. ૧૯૬૫ ના જેઠ સુદ ૯

આ બંધુ દેવગુરૂભક્તિકારક, ધર્મપ્રેમી ને સદ્ગુણી હતા. ૩૪-૩૫ વર્ષની નાની ઉમરમાં અવસાન પામ્યા છે. તેમના વિયોગથી તેમના પિતાશ્રી વાડીલાલભાઈ, માતુશ્રી ચંચળબાઈ તથા ધર્મપત્ની હીરીબેન (તે સ્વ. શા. મયાભાઈ નેમચંદની બેન) ને પડેલી ન પુરાય તેવી ખામીને અંગે અમે અંતઃકરણથી દિલાસો આપવા સાથે એમના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

પ્ર.

પંચ-સમિઓ તિગુત્તો,
છત્તીસ-ગુણો ગુરૂ મજ્ઝ. ૨

### ૩. ખમાસમણ (પ્રણિપાત) સૂત્ર.

ઇચ્છામિ ખમાસમણો!
વંદિઉં જાવણિજ્જાએ
નિસીહિઆએ
મત્થએણ વંદામિ.

### ૪. ઇરિયાવહી-સૂત્ર.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્!
ઇરિયાવહિયં પડિક્કમામિ?
ઇચ્છં, ઇચ્છામિ પડિક્કમિઉં.
ઇરિયાવહિયાએ વિરાહણાએ
ગમણાગમણે પાણક્કમણે
બીયક્કમણે હરિયક્કમણે
ઓસા-ઉત્તિંગ-પણગ-દગ-
મટ્ટી-મક્કડા-સંતાણા-સંકમણે.
જે મે જીવા વિરાહિયા-
એગિંદિયા બેઇંદિયા તેઇંદિયા
ચઉરિંદિયા પંચિંદિયા.
અભિહયા વત્તિયા લેસિયા
સંઘાઇયા સંઘટ્ટિયા પરિયાવિયા

કિલામિયા ઉદ્દવિયા ઠાણાઓ ઠાણં
સંકામિયા જીવિયાઓ વવરોવિયા
તસ્સ મિચ્છા-મિ-દુક્કડં.

### ૫. તસ્સ ઉત્તરી-સૂત્ર.

તસ્સ ઉત્તરી-કરણેણં
પાયચ્છિત્ત-કરણેણં
વિસોહી-કરણેણં
વિસલ્લી-કરણેણં
પાવાણં કંમાણં નિગ્ઘાયણઠાએ
ઠામિ કાઉસ્સગ્ગં.

### ૬. અન્નત્થ-સૂત્ર.

અન્નત્થ ઊસ-સિએણં
નીસ-સિએણં ખાસિએણં
છીએણં જંભા-ઇએણં
ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં
ભમલીએ પિત્ત-મુચ્છાએ.
સુહુમેહિ અંગ-સંચાલેહિ
સુહુમેહિ ખેલ-સંચાલેહિ
સુહુમેહિ દિટ્ઠિ-સંચાલેહિ
એવ-માઇએહિં આગારેહિં
અભગ્ગો અવિરાહિઓ

હુજ્જ મે કાઉસ્સગ્ગો.
જાવ અરિહંતાણં ભગવંતાણં
નમુક્કારેણં ન પારેમિ
તાવ કાયં ઠાણેણં મોણેણં
ઝાણેણં અપ્પાણં વોસિરામિ.

### ૭. લોગસ્સ-સૂત્ર.

લોગસ્સ ઉજ્જોઅ-ગરે,
ધમ્મ-તિત્થયરે જિણે;
અરિહંતે કિત્તઇસ્સં,
ચઉવીસંપિ કેવલી. ૧
ઉસભ-મજિઅં ચ વંદે,
સંભવ-મભિનંદણં ચ સુમઇં ચ;
પઉમપ્પહં સુપાસં,
જિણં ચ ચંદપ્પહં વંદે. ૨
સુવિહિં ચ પુપ્ફદંતં,
સીયલ-સિજ્જંસ-વાસુપુજ્જં ચ;
વિમલ-મણંતં ચ જિણં,
ધમ્મં સંતિ ચ વંદામિ. ૩
કુંથું અરં ચ મલ્લિં,
વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ;
વંદામિ-રિટ્ઠ-નેમિં,
પાસં તહ વદ્ધમાણં ચ. ૪

એવં મએ અભિથુઆ,
વિહુય-રયમલા પહીણ-જર-મરણા;
ચઉવીસંપિ જિણવરા,
તિત્થયરા મે પસીયંતુ. ૫
કિત્તિય-વંદિય-મહિયા,
જે એ લોગસ્સ ઉત્તમા સિધ્ધા;
આરૂગ્ગ-બોહિલાભં,
સમાહિવર-મુત્તમં દિંતુ. ૬
ચંદેસુ નિંમલયરા,
આઇચ્ચેસુ અહિયં પયાસયરા;
સાગરવર-ગંભીરા,
સિધ્ધા સિધ્ધિં મમ દિસંતુ. ૭

## ૮. મુહપત્તિના ૫૦ બોલ.

૧ સમકિતમૂલ નિર્મલદષ્ટિ જીવ જોઈ જયણા કરૂં.
(આ બોલથી મુહપત્તિ જોઇ જવી)
૩ સમકિત મોહનીય-મિશ્રમોહનીય-
મિથ્યાત્વમોહનીય-પરિહરૂં.
૩ કામરાગ-સ્નેહરાગ-દૃષ્ટિરાગ-પરિહરૂં.
(આ ૭ બોલ મુહપત્તિ ફેરવતાં બોલવા)
૩ સુદેવ-સુગુરૂ-સુધર્મ-આદરૂં (જમણા હાથમાં લઈ જતાં).
૩ કુદેવ-કુગુરૂ-કુધર્મ-પરિહરૂં (જમણા હાથથી દૂર કરતાં).
૩ જ્ઞાન-દર્શન-ચારિત્ર-આદરૂં. (ડાબે હાથે પડિલેહતાં).

૩ જ્ઞાનવિરાધના–દર્શનવિરાધના–
ચારિત્રવિરાધના–પરિહરૂં. ( „ )
૩ મનોગુપ્તિ–વચનગુપ્તિ–કાયગુપ્તિ–આદરૂં. ( „ )
૩ મનોદંડ–વચનદંડ–કાયદંડ–પરિહરૂં. ( „ )
૩ હાસ્ય–રતિ–અરતિ–પરિહરૂં. ( „ )
૩ ભય–શોક–દુગંચ્છા–પરિહરૂં. (જમણા હાથે પડિલેહતાં)
૩ કૃષ્ણલેશ્યા-નીલલેશ્યા-કાપોતલેશ્યા-પરિહરૂં. (મસ્તકે)
૩ રિધ્ધિગારવ–રસગારવ–સાતાગારવ–પરિહરૂં. (મુખે)
૩ માયાશલ્ય–નિયાણશલ્ય–મિથ્યાત્વશલ્ય–
પરિહરૂં. (છાતીએ)
૨ ક્રોધ–માન–પરિહરૂં. (ડાબે ખભે)
૨ માયા–લોભ–પરિહરૂં. (જમણે ખભે)
૬ પૃથ્વીકાય–અપ્કાય–તેઉકાય–વાઉકાય–
વનસ્પતિકાય–ત્રસકાય–વિરાધના પરિહરૂં. (પગે)

## ૯. કરેમિ ભંતે ! સૂત્ર.

( સામાયિક લેવાનું પચ્ચખ્ખાણ )

કરેમિ ભંતે ! સામાઇયં
સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ
જાવ નિયમં પજ્જુવાસામિ
દુવિહં તિવિહેણં–
મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ.

તસ્સ ભંતે! પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

### ૧૦. સામાયિક પારવાનું સૂત્ર.

સામાઇય-વયજુત્તો,
જાવ મણે હોઈ નિયમ-સંજુત્તો;
છિન્નઇ અસુહં કંમં,
સામાઇય-જત્તિઆ વારા. ૧
સામાઇયંમિ ઉ કએ,
સમણો ઇવ સાવઓ હવઈ જમ્હા;
એએણ કારણેણં,
બહુસો સામાઇયં કુજ્જા. ૨

સામાયિકવ્રત વિધિએ લીધું,

વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કોઈ અવિધિ આશાતના હુઇ હોય તસ્સ મિચ્છામિદુક્કડં.

દશ મનના, દશ વચનના, બાર કાયાના એવંકારે બત્રીશ દોષમાં જે કોઇ દોષ લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિદુક્કડં.

## સામાયિક લેવાની વિધિ.

[ પ્રથમ સામાયિક લેવા ઈચ્છનારે હાથ, પગ, મોઢું સાફ કરી ચોખ્ખાં કપડાં પહેરવાં. સ્થાપનાજી ન હોય તો ઉંચે આસને ( સાપડા વગેરે ઉપર)ચોપડી પ્રમુખ મૂકી, ત્યાંથી થોડે છેટે જમીનને ચરવળાથી પુંજી

કટાસણું પાથરી તે ઉપર બેસી, બે હાથ જોડી અંગુઠા ને આંગળી વચ્ચે મુહપત્તિ મોઢા પાસે રાખી સ્થાપના સામે બન્ને હાથ સ્હેજ ઉંધા રાખી.]

(૧) '**નવકાર**' અને '**પંચિંદિય**' કહેવા વડે ગુરૂ–સ્થાપના કરવી (મુનિમહારાજ હોય તો ન કરવી.) પછી '**ખમાસમણુ**' દઈ '**ઈરિયાવહી, તસ્સ ઉત્તરી, અન્નત્થ ઉસસિએણું**' કહી એક '**લોગસ્સ**'નો કે ચાર '**નવકાર**'નો કાઉસ્સગ્ગ કરી '**નમો અરિહંતાણું**' બોલી કાઉસગ્ગ પારી 'લોગસ્સ' કહેવો.

(૨) પછી '**ખમાસમણુ**' દઇ આજ્ઞા માગવી કે '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક લેવા મુહપત્તિ પડિલેહું?**' '**ઇચ્છં**' કહી ઉભડક આસને બેસી પચાસ બોલ ચિંતવવા સાથે મુહપત્તિ પડિલેહવી.

(૩) પછી ઉભા થઇ 'ખમાસમણુ' દઈ આજ્ઞા માગવી કે '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું?**' '**ઇચ્છં**' કહી '**ખમાસમણુ**' દઇ '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં? ઇચ્છં**' કહી ઉભા થઈ બે હાથ જોડી એક '**નવકાર**, ગણી '**ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી**' એમ કહી ગુરૂ કે વડીલ પાસે અગર પોતે '**કરેમિ ભંતે**' ઉચ્ચરવું.

(૪) પછી '**ખમાસમણુ**' દઇ '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું?**' બીજે ખમાસમણે '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં?**'

(પછી બેસીને) ત્રીજે ખમાસમણે '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાહું?**' ચોથે ખમાસમણે '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂં? ઇચ્છં**' કહી બે હાથ જોડી ત્રણ '**નવકાર**' ગણવા.

(૫) પછી બે ઘડી (૪૮ મિનિટ) સુધી ધર્મનું પુસ્તક વાંચવું કે ધર્મનો પાઠ મોઢે કરવો અથવા નવકાર વાળી ગણવી-ધર્મધ્યાનમાં લીન થવું પણ વાતો કે મસ્તી-તોફાન ન કરવાં.

## સામાયિક પારવાની વિધિ.

(૧) બે ઘડીનું સામાયિક પૂરૂં થતાં ચરવળો મુહપત્તિ લઇ ઉભા થઇ '**ખમાસમણ**' દઇ '**ઇરિયાવહી, તસ્સ ઉત્તરી, અન્નત્થ ઉસસિએણં**' કહી એક '**લોગસ્સ**'નો કે ચાર '**નવકાર**'નો કાઉસ્સગ્ગ કરી પારીને '**લોગસ્સ**' કહેવો.

(૨) પછી '**ખમાસમણ**' દઇ આજ્ઞા માગવી કે '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારવા મુહપત્તિ પડિલેહું? ઇચ્છં**' કહી ઉભડક આસને બેસી મુહપત્તિ પડિલેહવી.

(૩) પછી '**ખમાસમણ**' દઇ '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારૂં?**' '**યથાશક્તિ**' પછી '**ખમાસમણ**' દઇ '**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પુરૂં?**' '**તહત્તિ**'

(૪) પછી જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી ડાબા હાથમાં મોઢા પાસે મુહપત્તિ રાખી એક '**નવકાર**'

ગણી 'સામાઈય-વયજુત્તો' કહી બે હાથ જોડી ત્રણ 'નવકાર' ગણવા. ઇતિ

卐

## પ્રભુ-દર્શન-ભાવના.

( દોહરા )

પ્રભુ દરિસન સુખ-સંપદા, પ્રભુ દરિસન નવનિધ;
પ્રભુ દરિસનથી પામીએ, સકલ પદારથ સિધ્ધ. ૧
ભાવે ભાવના ભાવીએ, ભાવે દીજીએ દાન;
ભાવે જિનવર પૂજીએ, ભાવે કેવળજ્ઞાન. ૨
જીવડા ! જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૩
ફૂલડાં કેરા બાગમાં, બેઠા શ્રીજિનરાય;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાય. ૪
ત્રિભુવન-નાયક તું ધણી, મહા મ્હોટો મહારાજ;
મ્હોટે પુણ્યે પામીયો, તુમ દરિસન હું આજ. ૫
આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટ્યા પુણ્ય-કલોલ;
પાપ-કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ-દંદોલ. ૬
પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ-દેદાર;
તોપણ તેહના નામનો, છે મ્હોટો આધાર. ૭

## પ્રભુ-દર્શન-સ્તુતિ.

(અનુષ્ટુપ્ છંદ)

અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા;
શુભ-દિનો-દયો-ઽસ્માકં, જિનેંદ્ર ! તવ દર્શનાત્. ૧

અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ;
તસ્માત્ કારૂણ્ય-ભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર!. ૨

## શ્રીઅરિહંતદેવ-ચૈત્યવંદન.

જય જય તું જિનરાજ આજ,
મળીયો મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ,
જગ જન વિસરામી. ૧
અજરામર જગદેવ તું,
મુજ અંતરજામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય,
શિવ-લીલા પામી. ૨
સિધ્ધ બુધ્ધ તુજ વંદતાંએ,
સકલ સિધ્ધિ વરબુધ્ધિ;
ચેતન પ્રભુ-ધ્યાને રમે,
પામે આતમ-રિધ્ધિ. ૩

## ૧. જંકિંચિ-સુત્ર.

જં કિંચિ નામ-તિત્થં,
સગ્ગે પાયાલિ તિરિય-લોયંમિ;
જાઈં જિણ-બિંબાઇં,
તાઇં સવ્વાઇં વંદામિ. ૧

## ૨. નમોત્થુણં-સૂત્ર.

નમોત્થુણં અરિહંતાણં ભગવંતાણં.
આઇગરાણં તિત્થયરાણં સયંસંબુદ્ધાણં.
પુરિસુત્તમાણં પુરિસ-સીહાણં પુરિસવર-
પુંડરીઆણં પુરિસવર-ગંધ-હત્થીણં.
લોગુત્તમાણં લોગનાહાણં લોગહિયાણં
લોગપઇવાણં લોગ-પજ્જોઅ-ગરાણં.
અભયદયાણં ચખ્ખુદયાણં મગ્ગદયાણં
સરણદયાણં જીવદયાણં બોહિદયાણં.
ધંમદયાણં ધંમ-દેસયાણં ધંમ-નાયગાણં
ધંમ-સારહીણં ધંમવર-ચાઉરંત-ચક્કવટ્ટીણં.
દીવો તાણં સરણ-ગઇ-પઇટ્ઠા અપ્પડિહયવર-
નાણ-દંસણ-ધરાણં વિયટ્ટ-છઉમાણં.
જિણાણં જાવયાણં તિન્નાણં તારયાણં
બુદ્ધાણં બોહયાણં મુત્તાણં મોયગાણં.
સવ્વન્નૂણં સવ્વદરિસીણં સિવ-મયલ-
મરૂઅ-મણંત-મખ્ખય-મવ્વાબાહ-મપુણરા-
વિત્તિ સિદ્ધિગઇ-નામધેયં ઠાણં સંપત્તાણં
નમો જિણાણં જિયભયાણં.

જેઅ અઇઆ સિદ્ધા,
જેઅ ભવિસ્સંતિ-ણાગએ કાલે;
સંપઇ અ વટ્ટમાણા,
સવ્વે તિવિહેણ વંદામિ. ૧

## ૩-૪. જાવંતિ-જાવંત-બે ગાથા.

જાવંતિ ચેઇઆઇં,
ઉડ્ઢે અ અહે અ તિરિય-લોએ અ;
સવ્વાઇં તાઇં વંદે,
ઇહ સંતો તત્થ સંતાઇં. ૧

જાવંત કેવિ સાહૂ,
ભરહેરવય-મહાવીદેહે અ;
સવ્વેસિ તેસિ પણઓ,
તિવિહેણ તિદંડ-વિરયાણં. ૨
નમો સયા સવ્વ-સિદ્ધાણં.

## શ્રીચિંતામણિ-પાર્શ્વનાથજીનું સ્તવન.

(દેશી—ભવજલ પાર ઉતારો હો દીનાનાથ.)

તુંહી નાથ હમારો હો જિનપતિ !
તુંહી નાથ હમારો. (ટેક)

યોગ ક્ષેમંકર ભવિક સકલકે,
સેવક-હૈયામાં ધારો. હો૦ ૧
યો ગુન પાયે નહિ સો મિલાવત,
પાયે ગુનકું સુધારો. હો૦ ૨
અનભિરામ કલિમલ કરો દૂરે,
અબ મોયે પાર ઉતારો. હો૦ ૩

ત્રિભુવન-નાથ સાર કરો મોરી,
કરૂણા નજર નિહારો. હો૦ ૪
પાસ ચિંતામણિ ભાનુચંદ્રકી,
એહી વિનતિ અવધારો. હો૦ ૫

વિશેષ જિનેશ્વર-વંદન.

ૐ ઋષભ-અજિત-સંભવ - અભિનંદન - સુમતિ-પદ્મપ્રભ-સુપાર્શ્વ-ચંદ્રપ્રભ - સુવિધિ - શીતલ - શ્રેયાંસ-વાસુપૂજ્ય-વિમલ-અનંત-ધર્મ-શાંતિ- કુંથુ-અર-મલ્લિ-મુનિસુવ્રત-નમિ-નેમિ - પાર્શ્વ - વર્ધમાનાંતા જિનાઃ શાંતાઃ શાંતિકરા ભવંતુ સ્વાહા. વંદામિ જિણે ચઉવ્વીસં.

૫. જય વીયરાય (પ્રભુપ્રાર્થના) સૂત્ર.

જય વીયરાય ! જગગુરૂ !,
હોઉ મમ તુહપ્પભાવઓ ભયવં !;
ભવ-નિવ્વેઓ મગ્ગાણુ,-
સારિયા ઇટ્ઠ-ફલ-સિદ્ધી. ૧
લોગ-વિરૂદ્ધ-ચ્ચાઓ,
ગુરૂજણ-પૂઆ પરત્થ-કરણં ચ;
સુહગુરૂ-જોગો તવ્વય,-
ણ, સેવણા આભવ-મખંડા. ૨
વારિજ્જઈ જઇવિ નિયા,-
ણ,-બંધણં વીયરાય ! તુહ સમયે;

તહવિ મમ હુજ્જ સેવા,
ભવે ભવે તુમ્હ ચરણાણં. ૩
દુખ્ખખઓ કંમખઓ,
સમાહિ-મરણં ચ બોહિલાભો અ;
સંપજ્જઉ મહ એઅં,
તુહ નાહ ! પણામ-કરણેણં. ૪
સર્વ-મંગલ-માંગલ્યં,
સર્વ-કલ્યાણ-કારણં;
પ્રધાનં સર્વ-ધર્માણાં,
જૈનં જયતિ શાસનં. ૫

૬. સવ્વ લોએ (ચૈત્યસ્તવ) સૂત્ર.

સવ્વ લોએ અરિહંત-ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં. વંદણ-વત્તિયાએ પૂઅણ-વત્તિયાએ સક્કાર-વત્તિયાએ સંમાણ-વત્તિઆએ બોહિલાભ-વત્તિઆએ નિરૂવસગ્ગ-વત્તિઆએ. સદ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પેહાએ વઢ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં. અન્નત્થ૦

શ્રી અરિહંતદેવની થોય.

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
ચાર નિક્ષેપે ધ્યાઇયે, નમો નમો જિનભાણ. ૧

## ચૈત્ય-વંદન-વિધિ.

( પ્રભુ દર્શન કરવાની વિધિ )

[ પ્રથમ પાંચ અભિગમ સાચવવાપૂર્વક નિસીહિ કહી દેરાસરમાં પ્રવેશ કરવો, અને પ્રદક્ષિણા દેતી વખતે 'પ્રભુ-દર્શન-ભાવના' ભાવતાં જવું ત્યારબાદ 'પ્રભુ-દર્શન-સ્તુતિ' બોલી સાથીયો કર્યા પછી.]

(૧) પ્રથમ (જગ્યા પુંજી) ત્રણ **'ખમાસમણ'** દેવાં.

(૨) પછી ( બે ઢીંચણ જમીન ઉપર સ્થાપી બે પગને પાછળ વાળી અથવા ડાબો ઢીંચણ ઉભો રાખી જમણો ઢીંચણ નીચે સ્થાપી તે પર બેસી બે હાથ જોડી ઉત્ત-રાસણ કે રૂમાલ મુખે રાખી) **'ઇચ્છાકારેણ સંદિસહ-ભગવન્ ! ચૈત્ય-વંદન કરૂં ?** ઇચ્છ' કહી ( ગુજરાતી, હિંદી, માગધી કે સંસ્કૃત ભાષામાં બનાવેલું કોઇ પણ) ચૈત્યવંદન કહેવું.

(૩) ત્યારપછી 'જંકિંચિ' સૂત્ર બોલવું.

(૪) પછી **'નમોત્થુણં'** સૂત્ર બોલવું.

(૫) ત્યારબાદ **'જાવંતિ-જાવંત-બે ગાથા'** બોલવી.

(૬) પછી બેઠે બેઠે **'ખમાસમણ'** દઇ **'ઇચ્છા-કારેણ સંદિસહ ભગવન્ ! સ્તવન ભણું ? ઇચ્છ'** કહી એક **'નવકાર'** ગણી **'સ્તવન'** બોલવું. (અહીં લક્ષમાં રાખવું કે તિથિના, તીર્થના કે કેવળ બાહ્યભાવના વર્ણનોવાળા સ્તવનો બોલવાં નહિ. પણ પ્રભુના ગુણવાળું અને ઓછામાં ઓછી પાંચ ગાથાવાળું સ્તવન બોલવું).

(૭) પછી **'જયવીયરાય'** સૂત્ર કહેવું.

(૮) પછી ઉભા થઇ 'સવ્વલોએ અરિહંત-ચેઇઆણં' 'અન્નત્થ' કહી એક 'લોગસ્સ' (કે એક 'નવકાર') નો કાઉસગ્ગ કરી પારી થોય કહેવી.

(૯) પછી એક 'ખમાસમણ' દઇ યથાશક્તિ પચ્ચખ્ખાણ કરી 'આવસ્સહી' કહી પાછા પગે બહાર નીકળવું. ઇતિ.

卐

## ૧. ગુરૂને સુખસાતા પૂછવાનો પાઠ.

ઇચ્છકાર ભગવન્! સુહરાઇ સુખતપ શરીર-નિરાબાધ સુખ-સંજમ-જાત્રા નિર્વહો છોજી? સ્વામી શાતા છેજી ભાત-પાણીનો લાભ દેજોજી.

## ૨. અપ્ભુટ્ઠિઓ (ગુરૂખામણા) સૂત્ર.

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્!
અપ્ભુટ્ઠિઓમિ અપ્ભિંતર રાઇયં ખામેઉં?
ઇચ્છં ખામેમિ રાઇયં.
જં કિંચિ અપત્તિઅં પર-પત્તિઅં
ભત્તે પાણે વિણએ વેઆવચ્ચે
આલાવે સંલાવે ઉચ્ચાસણે સમાસણે
અંતર-ભાસાએ ઉવરિ-ભાસાએ
જં કિંચિ મજ્ઝ વિણય-પરિહીણં
સુહુમં વા બાયરં વા તુપ્ભે જાણહ
અહં ન જાણામિ તસ્સ મિચ્છામિ દુક્કડં.

## મુનિ-વંદન-વિધિ

(ગુરૂને વંદન કરવાનો વિધિ)

(૧) પ્રથમ બે '**ખમાસમણ**' દેવાં.

(૨) પછી '**ગુરૂને સુખસાતા પૂછવાના પાઠ**'થી સુખશાતા પૂછીને એક '**ખમાસમણ**' દેવું.

(૩) પછી '**અબ્ભુટ્ઠિઓ**' સૂત્ર બોલવું.

(૪) ત્યારબાદ ઉભા થઇ '**ઇચ્છકારી ભગવન્! પસાય કરી પચ્ચખ્ખાણ કરાવોજી**' એમ કહી યથાશક્તિ '**નોકારસી**' પ્રમુખ પચ્ચખ્ખાણ કરીને એક '**ખમાસમણ**' દેવું. ઇતિ.



विद्या ददाति विनयं, विनयाद् याति पात्रताम् ।
पात्रताद् धन-माप्नोति, धनाद् धर्मं ततः सुखम् ॥१॥



मन एव मनुष्याणां, कारणं बंध-मोक्षयोः ।
बंधस्य विषयासंगो, मुक्तेर्निर्विषयं मनः ॥१॥



यत्नानुसारिणी विद्या, लक्ष्मीः पुण्यानुसारिणी ।
दानानुसारिणी कीर्ति,-र्बुद्धिः कर्मानुसारिणी ॥१॥



स्व० शांतिप्रियश्रीपुनमचंद्रमुनीश्वरगुरुभ्यो नमः।

## ૨ અર્થ-વિભાગ

૧

**નમો અરિહંતાણં**—રાગદ્વેષ તથા કર્મરૂપી શત્રુઓને જીતનાર પરમતારક પરમપુરૂષ **શ્રીઅરિહંત** દેવોને (મ્હારો) નમસ્કાર થાઓ.

**નમો સિદ્ધાણં**–સકળઅર્થસાધી સર્વકર્મોને ખપાવી મોક્ષગતિમાં બિરાજમાન પરમપુરૂષ શ્રીસિદ્ધ દેવોને (મ્હારો) નમસ્કાર થાઓ.

**નમો આયરિયાણં**—જિનેશ્વરના ધર્મમાં મર્યાદામાં વિચરનાર ને પોતાના અનુયાયીઓને જિનપ્રરૂપિતમાર્ગમાં દોરનાર ગચ્છનાયક પરમપુરૂષ **શ્રીધર્માચાર્ય** મહારાજોને (મ્હારો) નમસ્કાર થાઓ.

**નમો ઉવજ્ઝાયાણં**—ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરનાર અને પોતાની પાસે આવેલા શિષ્યોને કરાવનાર ગચ્છ પ્રવર્તક પરમપુરૂષ શ્રીઉપાધ્યાય મહારાજોને (મ્હારો) નમસ્કાર.

**નમો લોએ સવ્વસાહૂણં**—સંસારના બંધનોને છોડી સંયમને ધારણ કરી મોક્ષમાર્ગને સાધનાર, સમતાસાગર, ગુણભંડાર, સ્વપરઉપકારી અને આ લોકમાં ઉત્તમ પરમપુરૂષ એવા સર્વસાધુ મહાત્માઓને (મ્હારો) નમસ્કાર.

એસો પંચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો;
મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઇ મંગલં. ૧

—આ પંચ પરમેષ્ઠીને કરેલો નમસ્કાર બધા પાપનો સર્વથા નાશ કરનાર છે અને (જેનાથી આપણું સારૂં થાય

તેવા વ્યવહારના) બધા મંગળોમાં આ પહેલું (ભાવ) મંગળ છે. તે ચૌદ પૂર્વનો સાર છે માટે શુદ્ધશ્રદ્ધાપૂર્વક એનું ધ્યાન કરવું જોઇએ.

૨

**પંચિંદિયસંવરણો**–પાંચ ઇંદ્રિયના વિકારને રોકનાર.

**તહ નવવિહ–બંભચેર–ગુત્તિધરો**—તથા નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર.

**ચઉવિહકસાયમુક્કો**–ચાર પ્રકારના કષાયોથી મુકાયેલા–(અલ્પકષાયવાળા).

**ઇય અટ્ઠારસગુણેહિં સંજુત્તો**—એ અઢાર ગુણે કરીને સહિત. ૧

**પંચમહવ્વયજુત્તો**—પાંચ મહાવ્રતધારી.

**પંચ વિહાયાર–પાલણ–સમત્થો**—પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ.

**પંચ સમિઓ તિગુત્તો**--પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ પાળનાર.

**છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ**--એ છત્રીસ ગુણવાળા મ્હારા ગુરૂ છે. ૨

જે આવા ગુણોવાળા હોય તે સુગુરૂ કહેવાય.

૩

**ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ**—હે ક્ષમાવાળા તપસ્વી ભગવન્ ! હું પાપનાં કામ છોડીને નિવૃત્ત થયેલ મ્હારા શરીરવડે (આપને) યથાશક્તિ વાંદવાને ઇચ્છું છું (અને) મસ્તકવડે વાંદું છું.

૪

**ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ઈરિયાવહિયં પડિક્કમામિ, ઈચ્છં**—હે જ્ઞાની ગુરૂ ! આપની ઈચ્છાએ રજા આપો તો રસ્તે ચાલવાથી જે પાપ લાગ્યું હોય તેથી હું પાછો ફરૂં (ગુરૂ–પડિક્કમહ–પાપથી નિવર્તો એવી ગુરૂ કે વડીલ રજા આપે એટલે સાધુ કે શ્રાવક કહે) આપનું વચન હું માથે ચડાવું છું.

**ઈચ્છામિ પડિક્કમિઉં ઈરિયાવહિયાએ વિરાહણાએ**—જતાં આવતાં માર્ગમાં કે સાધુ–શ્રાવકના આચાર પાળવામાં જે વિરાધના થઈ હોય–જે પાપ લાગ્યું હોય તેને દૂર કરવાને ઇચ્છુંછું. (જેમકે)–

**ગમણાગમણે**--એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતાં આવતાં.

**પાણક્કમણે**—બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય જીવોને પગે કરી ચાંપવાથી.

**બીયક્કમણે**--જે વાવવાથી ઉગી નીકળે તેવાં અનાજનાં બીજને કચરવાથી.

**હરિયક્કમણે**—લીલોત્રી–(લીલાં પાન, ફૂલ, ફળાદિ-વનસ્પતિકાયને) કચરવાથી.

**ઓસા–ઉત્તિંગ–પણગ–દગ–મટ્ટી–મક્કડા–સંતાણા–સંકમણે**—આકાશમાંથી પડતાં ઠારને–ઝાકળને–(સૂક્ષ્મ અપ્કાયને), કીડીઓના દરને–(નઘરાંને), પાંચરંગની લીલફૂગને–સેવાળને, કાચા પાણીને, લીલી માટીને તથા કરોળીયાવાળાં પડ અને જાળને કચરવાથી–મસળવાથી.

**જે મે જીવા વિરાહિયા**—જે જીવોને મેં દુઃખી કર્યા હોય. (તે કેવા જીવો ?–)

**એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પંચિંદિયા**—એક ઇંદ્રિયવાળા (પૃથ્વીકાય, અપ્‌કાય, તેઉ-કાય, વાઉકાય અને વનસ્પતિકાય), બેઇંદ્રિયવાળા (શંખ વગેરે), ત્રણ ઇંદ્રિયવાળા (જૂ, માંકણ, કીડી વગેરે), ચાર ઇંદ્રિયવાળા (વીંછી વગેરે) અને પાંચ ઇંદ્રિયવાળા( મનુષ્ય વગેરે, જીવોમાંથી કોઇને પણ મેં પીડા ઉપજાવી હોય). (કેવી રીતે ? )–

**અભિહયા**—સામા આવતાં લાતે માર્યા હોય.

**વત્તિયા**—ધૂળમાં કે કાદવમાં ઢાંકયા હોય.

**લેસિયા**—જમીન કે દિવાલ સાથે ઘસ્યા હોય.

**સંઘાઇયા**—શરીરે શરીર ભેળાં કરી અથડાવી પીડા કરી હોય.

**સંઘટ્ટિયા**—સ્પર્શ કરી પીડા ઉપજાવી હોય.

**પરિયાવિયા**—પરિતાપ-ઘણું દુઃખ ઉપજાવ્યું હોય.

**કિલામિયા**—ખેદ પમાડયા હોય-મરણ તોલ કર્યા હોય.

ઉ**દ્દવિયા**—ત્રાસ પમાડયા હોય-ઘણાજ બીવરાવ્યા હોય.

**ઠાણાઓ ઠાણં સંકામિયા**—એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકયા હોય.

**જીવિયાઓ વવરોવિયા**—જીંદગીથી દૂર કર્યા હોય-મારી નાખ્યા હોય. તે સંબંધી મને જે પાપ લાગ્યું હોય.

**તસ્સ મિચ્છા–મિ–દુક્કડં**—તે મારૂં પાપ નિષ્ફળ થાઓ–નાશ પામો.

૫

**તસ્સ ઉત્તરીકરણેણં**—તે બાકી રહેલા પાપને દૂર કરવા માટે.

**પાયચ્છિત્ત કરણેણં**—(ગુરૂ પાસે)પ્રાયશ્ચિત લેવાવડે.

**વિસોહીકરણેણં**—આત્માનો અંદરનો મેલ કાઢી નાખવાને.

**વિસલ્લી કરણેણં**—આત્માને શલ્ય રહિત કરવાને.

**પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ**—પાપ કર્મોનો નાશ કરવાને (અઢાર પાપોને તથા આઠ કર્મોને બાળી નાખવા) માટે.

**ઠામિ કાઉસ્સગ્ગં**—(હું) કાઉસગ્ગ કરૂં છું–શરીરના વ્યાપારનો ત્યાગ કરૂંછું.

૬

**અન્નત્થ**—બીજે પ્રકારે–બીજે સ્થાનકે–(શરીરના સ્વાભાવિક બાર વ્યાપારોનો આગાર–છૂટ રાખી બીજા પ્રકારના શરીરના વ્યાપારોનો ત્યાગ કરૂંછું. તે બાર આગારોનાં નામ.)

**ઊસસિએણં**—ઉંચો શ્વાસ લેવાથી. ૧

**નીસસિએણં**—નીચો શ્વાસ મૂકવાથી. ૨

**ખાસિએણં**—ખાંસી, ઉધરસ આવવાથી. ૩

**છીએણં**—છીંક આવવાથી. ૪

**જંભાઇએણં**—બગાસું આવવાથી. ૫

ઉડ્ડુએણં—ઓડકાર આવવાથી. ૬

વાયનિસગ્ગેણં—વાછૂટ થવાથી. ૭

ભમલીએ—(અણધારી) ચકરી આવવાથી. ૮

પિત્તમુચ્છાએ—પિત્તના ઉછાળાથી. ૯

સુહુમેહિં અંગસંચાલેહિં—જરા શરીર હાલવાથી. ૧૦

સુહુમેહિં ખેલસંચાલેહિં—જરા થૂંક કે કફ ગળવાથી. ૧૧

સુહુમેહિં દિટ્ઠિ સંચાલેહિં—જરા નજર સ્થાપના ઉપરથી ખસી જવાથી. ૧૨

એવમાઇએહિં આગારેહિં—એ વગેરે આગારોથી.

અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસ્સગ્ગો—મ્હારો કાઉસગ્ગ અખંડિત (ભંગ ન પામે તેવો) અવિરાધિત (બાધ ન આવે તેવો) હોજો. તે મારો કાઉસગ્ગ ક્યાં સુધી?

જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ—જ્યાં સુધી અરિહંત ભગવાનને નમસ્કાર કરીને ના પારૂં-'નમોઅરિહંતાણં' ન કહું.

તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ—ત્યાં સુધી મારી કાયાને એક ઠેકાણે સ્થિર રાખીને, (વચનથી) મૌન રાખીને (અને મનથી) ધ્યાન ધરીને (પાપકારી) આત્માને-દેહબુદ્ધિને તજું છું-પાપકર્મથી પોતાને દૂર કરી સ્થિત થાઉંછું અને વિશેષ શુદ્ધિ મેળવુંછું.

૭

લોગસ્સ ઉજ્જોઅ-ગરે, ધમ્મતિત્થયરે જિણે;
અરિહંતે કિત્તઇસ્સં, ચઉવીસંપિ કેવલી. ૧

—લોકને (કેવલજ્ઞાનવડે) પ્રકાશ કરનારા, ધર્મ-તીર્થને કરનારા, (રાગદ્વેષને) જિતનારા, (કર્મરૂપી) શત્રુનો નાશ કરનારા (અને) કેવલજ્ઞાની (એવા) ચોવીસે તીર્થંકર ભગવાનોની હું સ્તુતિ કરીશ. ૧

ઉસભ-મજિઅં ચ વંદે, સંભવ-મભિનંદણં ચ સુમઇં ચ;
પઉમપ્પહં સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે. ૨

—રાગદ્વેષને જિતનારા પહેલા શ્રીઋષભદેવજી (આદિ-નાથજી)ને, બીજા શ્રીઅજિતનાથજીને, ત્રીજા શ્રીસંભ-વનાથજીને, ચોથા શ્રીઅભિનંદનજીને, પાંચમા શ્રીસુમતિ-નાથજીને, છઠ્ઠા શ્રીપદ્મપ્રભજીને, સાતમા શ્રીસુપાર્શ્વના-થજીને અને આઠમા શ્રી ચંદ્રપ્રભ પ્રભુને વાંદુ છું. ૨

સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલ-સિજ્જંસ-વાસુપુજ્જં ચ;
વિમલ-મણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ. ૩

—રાગદ્વેષને જીતનારા નવમા શ્રીસુવિધિનાથજી કે પુષ્પ-દંતજીને, દશમા શ્રીશીતલનાથજીને, અગીયારમા શ્રીશ્રેયાંસ-નાથજીને, બારમા શ્રીવાસુપૂજ્યજીને, તેરમા શ્રીવિમલનાથ-જીને, ચૌદમા શ્રીઅનંતનાથજીને, પંદરમા શ્રીધર્મનાથજીને અને સોળમા શ્રીશાંતિનાથજીને હું વાંદુછું. ૩

કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ;
વંદામિરિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ. ૪

—રાગદ્વેષને જિતનારા સત્તરમા શ્રીકુંથુનાથજીને,

અઢારમા શ્રીઅરનાથજીને, ઓગણીસમા શ્રીમલ્લિનાથજીને, વીસમા શ્રીમુનિસુવ્રતજીને, એકવીસમા શ્રીનમિનાથજીને, બાવીસમા શ્રી અરિષ્ટનેમિજી (નેમિનાથજી)ને, ત્રેવીસમા શ્રી પાર્શ્વનાથજીને અને ચોવીસમા શ્રીવર્ધમાન (મહાવીર) સ્વામીને હું વંદન કરૂંછું. ૪

એવં મએ અભિથુઆ, વિહુયરયમલા પહીણજરમરણા;
ચઉવીસંપિ જિણવરા, તિત્થયરા મે પસીયંતુ. ૫

—એ પ્રકારે મેં (મારાજીવે) નામપૂર્વક વખાણ્યા–સ્તુતિ કરી. (તે કેવા છે?–) જેમણે (કર્મરૂપી) રજ અને મેલ દૂર કર્યાં છે તથા ઘડપણ અને મરણ(નાં દુઃખો)નો સર્વથા નાશ કર્યો છે, તે ચોવીસે જિનેશ્વરો–કેવલજ્ઞાનીઓમાં મુખ્ય એવા શ્રીતીર્થંકરદેવો મ્હારા ઉપર પ્રસન્ન થાઓ (હે પ્રભુ! મને પણ આપના જેવો કરો). ૫

કિત્તિય-વંદિય-મહિયા, જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા;
આરૂગ્ગ-બોહિલાભં, સમાહિવર-મુત્તમં દિંતુ. ૬

—(વચનયોગે) જેમનું કીર્તન કરવામાં આવ્યું છે, (કાયાવડે) જેમને વંદન કરવામાં આવ્યું છે, (મનવડે) જેમનું બહુમાન–સેવાભક્તિ કરવામાં આવેલ છે. જેઓ આ લોકમાં–લોકના ઉત્તમ પુરૂષો સિદ્ધ થયા છે–સિદ્ધ ભગવાન્ થયા છે, તેઓ (મને) રોગરહિત–(મોક્ષને અર્થે) સમકિતની પ્રાપ્તિવાળી ઉત્તમ અને પ્રધાન–મુખ્ય (સાધનરૂપે) ભાવ-સમાધિ–(મનની સ્થિરતા–આત્માના ગુણની વિચારણામાં લીનતા)નું વરદાન આપો. ૬

ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા;
સાગરવર-ગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ૭

–ચંદ્રથકી વધારે નિર્મળ–(કેવલદર્શનવાળા) સૂર્યથકી વધારે અજવાળું કરનારા-(કેવલજ્ઞાનવાળા) અને (સૌથી છેલ્લા સ્વયંભૂ રમણ નામના) મુખ્ય સમુદ્ર સમાન ગંભીર (એવા) સિદ્ધ થયેલા (પરમાત્માઓ) મને સિદ્ધિ–(મોક્ષ) આપો. ૭

૮

**કરેમિ ભંતે ! સામાઇયં**—હે ભગવન્ ! હું (રાગ-દ્વેષના અભાવરૂપ અને જ્ઞાનાદિ ગુણના લાભરૂપ) સામાયિક કરૂં છું. (આમાં સંકલ્પશુદ્ધિ ને વિનયશુદ્ધિ બતાવી છે).

**સાવજ્જં જોગં પચ્ચક્ખામિ**—પાપનાં કામ કરવાનું છોડી દઉં છું. (આથી પ્રતિજ્ઞાશુદ્ધિ થાય છે).

**જાવ નિયમં પજ્જુવાસામિ**—જ્યાં સુધી (તે પાપનાં કામ નહિ કરવાના) નિયમમાં રહું ત્યાં સુધી. (આમાં કાળશુદ્ધિ ને ઉપાસનાશુદ્ધિ જણાવી છે).

**દુવિહં તિવિહેણં—મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ**—બે કરણ (કરવા અને કરા-વવારૂપ), ત્રણ જોગથી–મન વચન અને કાયાથી (તે પાપનાં કામ) હું કરીશ નહિ અને કરાવીશ નહિ એ બે રીતે (વર્તીશ). ( આમાં કોટિશુદ્ધિ, યોગશુદ્ધિ ને કરણશુદ્ધિ સૂચવી છે. )

**તસ્સ ભંતે ! પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ**—(અને સામાયિક લીધા પહેલાં મેં જે પાપનાં કામ કર્યાં હોય) તેથી હે ભગવન્ ! (પૂજ્ય) હું પાછો ફરૂંછું, (તે પાપનાં કામને મ્હારી મેળે) નિંદુંછું, ગુરૂ પાસે–( આપની આગળ ) વધારે નિંદુંછું ( અને તે

પાપનાં કામથી) મ્હારા આત્માને દૂર રાખું છું. (આમાં ભાવશુદ્ધિ બતાવી છે).

૯

સામાઇયવયજુત્તો, જાવ મણે હોઈ નિયમ-સંજુત્તો;
છિન્નઈ અસુહં કમ્મં, સામાઈય જત્તિઆ વારા. ૧

—જ્યાં સુધી (જીવ) સામાયિકવ્રતમાં જોડાયેલો હોય અને મનમાં (પાપનાં કામ ન કરવાના) નિયમ સહિત હોય, ત્યાં સુધી જેટલી વાર સામાયિકવ્રત હોયછે તેટલી વાર (પહેલાં બાંધેલાં) માઠાં કર્મનો નાશ થાય છે (અને નવાં કર્મ બંધાતાં નથી). ૧

સામાઇયંમિ ઉ કએ, સમણો ઈવ સાવઓ હવઇ જમ્હા;
એએણ કારણેણં, બહુસો સામાઈયં કુજ્જા. ૨

—વળી જે કારણથી સામાયિક કરતી વખતે શ્રાવક સાધુ જેવો હોય, તે કારણથી (દરેકે) ઘણીવાર (વારંવાર) સામાયિક કરવાં જોઈએ (કારણકે થોડો વખત સાધુપણું પાળ્યું હોય તોપણ તેથી ઘણો લાભ થાય છે).

(પછીનો પાઠ સુગમ હોવાથી તેનો અર્થ આપ્યો નથી).

卐

૧

જંકિંચિ નામતિત્થં, સગ્ગે પાયાલિ તિરિય-લોયંમિ;
જાઇં જિણબિંબાઇં, તાઇં સવ્વાઇં વંદામિ. ૧

—જે કોઈ નામરૂપતીર્થ સ્વર્ગમાં, પાતાળમાં અને તિચ્છૉલોકમાં હોય તે સર્વને તથા જેટલા જિનબિંબો (જિનેશ્વરોની પ્રતિમાઓ) હોય તેમને પણ હું વંદન કરૂં છું.

'તીર્થ' શબ્દનો મૂળ અર્થ 'જેનાથી (સંસારસમુદ્ર) તરાય તે' એવો થાય છે. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ ધર્મની રક્ષા કરવામાં કારણભૂત હોઈ તે (જંગમ) તીર્થ કહેવાય છે. અને એ તીર્થને કરવાથીજ શ્રીમહાવીરાદિ તીર્થંકર કહેવાય છે. આ તીર્થંકરોના સુંદર સ્થળે બંધાયેલા દેરાસરો પણ આત્માને સંસારસાગરમાંથી તરવામાં કારણભૂત હોઇ તે (સ્થાવર) તીર્થ કહેવાય છે. ૧

૨

નમોત્થુણં અરિહંતાણં ભગવંતાણં.
–શ્રીઅરિહંત ભગવાનને નમસ્કાર હો.

(અરિહંતદેવ નામભેદે કરીને અનેક છે પરંતુ અહીં ભાવ અરિહંતનેજ વંદના કરેલી છે અને તે દર્શાવવા જ 'ભગવંતાણં' વિશેષણ વાપરેલું છે).

આઇગરાણં તિત્થયરાણં સયંસંબુદ્ધાણં.

–ધર્મની આદિના (શરૂઆત) કરનારને–(અથવા પ્રવાહની દૃષ્ટિએ દ્વાદશાંગી અનાદિ હોવા છતાં પણ શબ્દની અપેક્ષાએ દ્વાદશાંગીની આદિના કરનારને) ધર્મના સ્થાપકને, તીર્થ (પ્રવચન, ચતુર્વિધસંઘ, ગણધર વગેરે)ની સ્થાપના કરનારને, ( કોઇના ઉપદેશ વિના ) પોતાની જાતે બોધ પામનારને (નમસ્કાર હો).

**પુરિસુત્તમાણં પુરિસસીહાણં પુરિસવર-પુંડરીયાણં પુરિસવર-ગંધહત્થીણં.**–(અરિહંતદેવમાં ધૈર્ય, ગાંભીર્ય, ઔદાર્ય, પરોપકાર આદિ સદ્‌ગુણો હોવાથી) પુરૂષોમાં ઉત્તમને, ( જે પુરૂષ નિર્ભયમાં નિર્ભય હોય તે

પુરૂષસિંહ કહેવાય છે, શ્રીતીર્થંકરદેવ ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં કે ઘોર ઉપસર્ગમાં પણ લેશમાત્ર ભય પામતા નથી પરંતુ પોતાના સાધ્ય તરફ લક્ષ્ય રાખવાથી અને પૂર્ણઅહિંસક હોવાથી ) પુરૂષોમાં સિંહ સમાનને,– પોતાની બહાદુરીથી કર્મશત્રુઓનો નાશ કરનારને.

( જેમ કમળ કાદવમાં ઉત્પન્ન થાય છે, અને જલ વડે વૃદ્ધિ પામે છે છતાં એ બન્નેથી પર રહે છે તે દેખાવમાં અત્યંત મનોહર ને સુગંધી હોય છે તેને જોતાં ચક્ષુ તથા મનને પ્રમોદ ઉપજે છે અને મનુષ્ય, દેવતાઓ પણ તેનું સેવન કરે છે, તેમ ભગવાન્ પણ સંસારરૂપ કાદવમાં ઉત્પન્ન થાય છે, દિવ્યભોગ રૂપી પાણી વડે વૃદ્ધિ પામે છે–માતાપિતાથી જન્મે છે, ખાનપાન વગેરેથી મોટા થાય છે છતાં એથી નિર્લેપ રહે છે.–તે બધાનો ત્યાગ કરી દીક્ષા લે છે, દેખાવ માત્રથી જગતના જનોને આનંદ આપનારા થાય છે અને મનુષ્ય, દેવતાઓથી મોક્ષ સારૂ સેવાય છે માટે ) પુરૂષોમાં ઉત્તમ પુંડરીક કમળ સમાનને, ( જેમ ગંધ નામના હાથીની ગંધથી બીજા હાથીઓ નાશી જાય છે તેમ ભગવાન્ જ્યાં જ્યાં વિચરે–જાય ત્યાં ત્યાં એમના પવિત્ર જીવનની સુવાસથી દુકાળ, મરકી, શત્રુની લડાઇ વગેરે ઉપદ્રવો નાશી જાય છે આથી) પુરૂષોમાં ઉત્તમ ગંધ હસ્તી સમાનને (નમસ્કાર હો).

**લોગુત્તમાણં લોગનાહાણં લોગહિયાણં લોગ-પઇવાણં લોગપજ્જોઅ-ગરાણં.**–( જે ક્ષેત્રમાં પાંચ અસ્તિકાય રહેલા હોય તે લોક કહેવાય છે અને બાકીનું ક્ષેત્ર અલોક કહેવાય છે એટલે લોકોત્તમનો અર્થ) સમસ્ત

વિશ્વમાં ઉત્તમને, (કઇ કઇ રીતે પ્રભુ ઉત્તમ છે તે બતાવવા ચાર વિશેષણો આપ્યા છે તેમાં લોક શબ્દ જુદી જુદી ભૂમિકાના લોકો માટે વપરાયો છે. જેમ સરોવરનો એક ભાગ પણ સરોવર જ કહેવાય છે તેમ સમસ્તલોકનો અમુક ભાગ પણ લોક જ કહેવાય છે ) લોકનાથ-આસન્ન-સિદ્ધિ જીવોને ધર્મમાં જોડનાર અને તેમની રક્ષા કરનારને -ટૂંક સમયમાં મુક્તિ પામનારા જીવોના નાથને, દર્શનાદિ ધર્મની પ્રરૂપણા વડે સર્વ પ્રાણીઓનું ભલું કરનારને, સંજ્ઞી પંચેંદ્રિયજીવોને દીવા સમાનને, ગણધરો-ભગવાનના મુખ્ય શિષ્યો-માં દ્વાદશાંગી રચવાનો પ્રકાશ કરનારને (નમસ્કાર હો)-ત્રણે લોકમાં ઉત્તમને, ત્રણે લોકના નાથને, ત્રણે લોકનું હિત કરનારને, ત્રણે લોકમાં દીપક સમાનને, ત્રણે લોકમાં પ્રકાશ કરનારને (નમસ્કાર હો).

**અભયદયાણં ચક્ષુદયાણં. મગ્ગદયાણં સરણ-દયાણં જીવદયાણં બોહિદયાણં.**-પૂર્ણ અહિંસક જીવન વડે સર્વ પ્રાણીઓને અભયદાન આપનારને, લોકોને તત્ત્વના બોધ રૂપી જ્ઞાનચક્ષુ આપનારને, ભવઅટવીમાં ભૂલા પડેલા જીવોને તેમાંથી બહાર નીકળવાનો માર્ગ બતાવનારને-મોક્ષમાર્ગ દેનારને, સંસારના દુઃખથી ત્રાસ પામેલા જીવોને આશરો આપી તે દુઃખથી છોડાવનારને-શરણ આપનારને, સંજમ રૂપી જીવતર આપનારને, સમકિતના સાચા સ્વરૂપનો રંગ લગાડનારને-સમકિત આપનારને (નમસ્કાર હો).

( પ્રભુ ધર્મના ક્ષેત્રમાં શું શું કાર્ય કરે છે ? )-

**ધમ્મદયાણં ધમ્મદેસયાણં ધમ્મનાયગાણં ધમ્મસારહીણં ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં.**-સર્વ

જાતનાં પાપકર્મો છોડવાં તે સાધુધર્મ અને અમુક અંશે પાપકર્મ છોડવાં તે શ્રાવકધર્મ એમ બે પ્રકારનો ધર્મ આપનારને, સત્યધર્મનો ઉપદેશ આપનારને, (ધર્મનું મહા ફળ અરિહંતપદ પામવાથી ) સત્યધર્મના નાયકને, સત્ય-ધર્મ રૂપી રથના સારથી ( કાબુમાં રાખી ખરા રસ્તે લઇ જનાર)ને, દાનાદિક ઉત્તમધર્મ (રૂપી સેના) થકી ચાર ગતિનો અંતકરનાર ચક્રવર્તી સમાનને–ધર્મ રૂપી ઉત્તમ ચક્ર વડેજ ચારે ગતિનો ઉચ્છેદ કરી ધર્મચક્રવર્તીનું બિરૂદ ધારણ કરનારને (નમસ્કાર હો).

**દીવો તાણં સરણ–ગઈ પઇટ્ઠા અપ્પડિહય-વરનાણદંસણધરાણં વિઅટ્ટછઉમાણં.**–( સંસાર સમુદ્રમાં ડૂબતા જીવોને ) બેટ સમાન રક્ષણ કરનારને, (સંસાર સમુદ્રમાં પડેલા જીવોને) ત્રાણ–તરીને પાર ઉતર-વાના સાધન રૂપ (નાવ) સમાનને, ચારગતિ રૂપ સંસાર-સાગરમાં ડૂબેલા જીવોને બહાર આવવાને શરણ રૂપી લાકડીનો ટેકો આપનારને, કોઈથી હણાય નહિ–રોકાય નહિ એવાં ઉત્તમ કેવલજ્ઞાન (જેનાથી બધું જાણી શકાય) અને કેવલદર્શન ( જેનાથી બધું દેખી શકાય ) ને ધારણ કરનારને, પૂર્ણપુરૂષને–આત્મસ્વરૂપના આવરણ ( ઢાંકણ ) રહિતને (નમસ્કાર હો).

**જિણાણં જાવયાણં તિન્નાણં તારયાણં બુદ્ધાણં બોહયાણં મુત્તાણં મોયગાણં.**–(અરિહંતદેવ પોતાને ભજનારને પોતાના જેવા જ બનાવે છે–) રાગદ્વેષ જીતનારને, રાગદ્વેષ જીતાવનારને, સંસારસમુદ્રથી તરનારને,

પોતાના અનુયાયીઓને સંસારસમુદ્રથી તારનારને, સત્ય-જ્ઞાન પામનારને—તત્ત્વના જાણનારને, પોતાના અનુયાયી-ઓને સત્યજ્ઞાન પમાડનારને—તત્ત્વ જણાવનારને, કર્મથી છૂટા થનારને—કર્મકલંક રહિતને, પોતાના ઉપાસકોને કર્મથી છૂટા કરનારને (નમસ્કાર હો).

**સવ્વન્નૂણં સવ્વદરિસીણં સિવ-મયલ-મરૂઅ-મણંત-મક્ખય-મવ્વાબાહ-મપુણરાવિત્તિ - સિદ્ધિ ગઇ-નામધેયં ઠાણં સંપત્તાણં નમો જિણાણં જિયભયાણં**—(પૂર્વોક્ત ગુણોવાળા શ્રીતીર્થંકરદેવ જગ-તના સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાવને જાણે છે અને જુએ છે તેથી)

સર્વજ્ઞ—બધું જાણનારને, સર્વદર્શી—બધું જોનારને (નમસ્કાર હો, આ ઉપરાંત તેઓ સિદ્ધિગતિ નામની પંચમ ગતિને પામેલા છે તે સિદ્ધિગતિનું સ્વરૂપ અહીં સાત વિશેષણોદ્વારા બતાવ્યું છે–) સર્વ ઉપદ્રવ-(મોટાં દુઃખ કષ્ટ) રહિત, સ્થિર, રોગરહિત, અંત રહિત—સનાતન, અક્ષય—નાશ રહિત, કર્મરૂપી પીડા રહિત—ત્યાં ગયા પછી કોઈપણ પ્રકારની પીડા (આધિ, વ્યાધિ, ઉપાધિ) નથી અને ત્યાં ગયા પછી પાછું ફરવું પડતું નથી. આવા ગુણોવાળી સિદ્ધિગતિ—મોક્ષગતિ નામના સ્થાનને પામેલા-ઓને તેમજ રાગદ્વેષ અને ભય ઉપર વિજય મેળવનારા પરમાત્માઓને નમસ્કાર હો. જે આવા ગુણોવાળા હોય તે **સુદેવ** કહેવાય.

**જે અ અઈઆ સિદ્ધા, જે અ ભવિસ્સંતિણાગએ કાલે;**
**સંપઈ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ૧**

—જે અરિહંતદેવો ભૂતકાળમાં મોક્ષે ગયા, વળી જેઓ ભવિષ્યકાળે મોક્ષે જશે અને જેઓ વર્તમાનકાળે વિદ્યમાન (હયાત) છે તે સર્વને હું મન, વચન અને કાયાએ કરી વાંદું છું. ૧

૩

જાવંતિ ચેઇઆઇં, ઉડ્ઢે અ અહેઅ તિરિયલોએ અ;
સવ્વાઇ તાઇ વંદે, ઇહ સંતો તત્થ સંતાઇં. ૧

—સ્વર્ગ, પાતાળ અને તિર્છાલોકમાં જેટલી જિન-પ્રતિમાઓ છે તે સર્વને હું અહીં રહીને ત્યાં રહેલી પ્રતિ-માઓને વંદન કરૂંછું—મનના પૂજ્યભાવથી ભાવનમસ્કાર કરૂંછું. ૧

જાવંત કેવિ સાહૂ, ભરહેરવયમહાવીદેહે અ;
સવ્વેસિ તેસિ પણઓ, તિવિહેણ તિદંડ—વિરયાણં. ૨

—(પાંચ) ભરત, (પાંચ) ઐરવત અને (પાંચ) મહા વિદેહ ક્ષેત્રમાં જેટલા કોઇ પણ સાધુ મહાત્માઓ કે જેઓ મન, વચન અને કાયાવડે ત્રણ દંડથી—( પાપના વિચાર કરે તે મનોદંડ, પાપનાં વચન બોલે તે વચનદંડ અને પાપનાં કામ કરે તે કાયદંડથી ) વિરમ્યા—અટક્યા હોય તે સર્વને—બધાને મારી ત્રિકાલ વંદના હો. ૨

અહીં ધર્મના પાયારૂપ ચાર જાતની ભાવનામાં બીજી પ્રમોદ ભાવના જણાવી છે. 'ગુણીજનોને જોઈ હૃદયમાં પ્રમોદ ધારણ કરવો' એ તે ભાવનાનો હેતુ છે.

જૈનધર્મ ગુણકર્મ—પૂજામાં માને છે અને એથી જ્યાં જ્યાં ગુણો હોય ત્યાંથી ગ્રહણ કરવાનું અને ગુણીજનો પ્રત્યે બહુમાન કરવાનું જણાવેછે.

નમો સયા સવ્વ-સિદ્ધાણં—

બધા સિદ્ધ ભગવંતોને (મ્હારો) નિરંતર નમસ્કાર હો.

૪

જય વીયરાય ! જગગુરૂ !, હોઉ મમ તુહ પ્પભાવઓ ભયવં !;
ભવ-નિવ્વેઓ મગ્ગાણુ,—સારિઆ ઇટ્ઠફલસિદ્ધી. ૧

લોગ-વિરૂદ્ધ-ચ્ચાઓ, ગુરૂજણપૂઆ પરત્થ-કરણં ચ;
સુહગુરૂજોગો તવ્વયણ,-સેવણા આભવ-મખંડા. (યુગ્મ) ૨

પ્રભુપ્રાર્થના—હે વીતરાગદેવ ! હે જગતના ગુરૂ ! તમારો જય થાઓ. હે ભગવન્ ! તમારા પ્રભાવથી મને આત્મધર્મ પામવા માટે (૧) ભવનિર્વેદ-(સંસારથી ઉદાસીનતા-'સંસારના સુખભોગો મિથ્યા છે પરિણામે વિશેષ દુઃખ દેવાને જ સર્જાયેલા છે માટે હું શાશ્વત સુખ મળે તેવો પ્રયત્ન કરૂં' આવી જે મનોભાવના તે).

(૨) માર્ગાનુસારીપણું-(તમારામાર્ગને અનુસરવાની લાયકાત-ધર્મે, રાજ્યે કે સમાજે સ્વીકારેલા નીતિના ધોરણનું પાલન તે). (૩) લોક વિરૂદ્ધ કાર્ય-(જે કાર્યો કરવાથી ધર્મ વગોવાય તે) નો ત્યાગ. (૪) વડીલજનો પ્રત્યે બહુમાન-માતા પિતા વગેરે મોટાઓની સેવા. (૫) પરોપકારવૃત્તિ-પરનું ભલું કરવું. (૬) સદ્‌ગુરૂનો મેળાપ. (૭) ગુરૂના વચન પ્રમાણે ચાલવાની શક્તિ અને અંતે (૮) ઈષ્ટફલ (મોક્ષ)ની પ્રાપ્તિ થાઓ. આ આઠ વસ્તુ કેવળ આ ભવ માટે જ નહિ પણ જ્યાંસુધી મારે સંસારમાં ભવ કરવા પડે ત્યાંસુધી ( મોક્ષે જાઉં ત્યાંસુધી ) અખંડ રીતે-( વચ્ચે ત્રૂટી પડયા સિવાય) મળો. ૧-૨

વારિજ્જઇ જઇવિ નિઆ,-ણ બંધણં વીયરાય! તુહ સમયે;
તહવિ મમ હુજ્જ સેવા, ભવે ભવે તુમ્હ ચરણાણં. ૩

—હે વીતરાગદેવ! તમારા શાસ્ત્રમાં જો કે નિયાણું-(ધર્મનું કામ કરીને તેના બદલામાં અમુક ફળ મને મળજો એવી ઇચ્છા કરવી તે) બાંધવાની ના પાડી છે, તો પણ હું તો 'તમારા ચરણોની સેવા મને ભવોભવ હોજો-(મળજો)' એવું માગું છું. મારે તો તમારા ચરણની સેવા એજ એક માત્ર અભિલાષા છે. ૩

દુક્ખખઓ કમ્મખઓ, સમાહિમરણં ચ બોહિલાભો અ;
સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ! પણામ-કરણેણં. ૪

—હે નાથ! તમને પ્રણામ કરવા વડે મને (૧) બોધિબીજ-સમકિતનો લાભ, (૨) એની પ્રાપ્તિ થવાથી કર્મનો નાશ, (૩) તેથી શરીર અને મનના દુઃખનો નાશ અને (૪) સમાધિમરણ-(કોઈપણ જાતની હાયવોય થયા વિના શાંતિથી મરણ) આ ચાર વસ્તુઓની પ્રાપ્તિ થાઓ. પ્રભુને સાચા ભાવથી પ્રણામ-નમસ્કાર કરવાથી આ ચાર વસ્તુઓ મળે છે. ૪

પછી માંગલિક નિમિત્તે અનુષ્ટુપ્ શ્લોક બોલાય છે.

સર્વ-મંગલ-માંગલ્યં, સર્વ-કલ્યાણ-કારણં;
પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનં. ૫

—જગતમાં દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારનાં મંગળ ગણાય છે, તે બધા મંગળોમાં પ્રથમ મંગળરૂપ, બધાં કલ્યાણના કારણરૂપ અને બધા ધર્મોમાં મુખ્ય એવું જિનેશ્વરનું શાસન જયવંતુ વર્તે છે—અરિહંતદેવોની આજ્ઞા ત્રિકાલ અબાધપણે વર્તે છે. ૫

આ શ્લોક જૈનધર્મની લગભગ દરેક મોટી ધર્મ ક્રિયાના કે માંગલિકના અંતમાં બોલાય છે.

પ્રશ્ન—જેઓ પરમેશ્વરને જગતનો કર્તા અને પ્રાર્થનાથી ફળ દેનારો માને છે તેઓ એની એ રૂપે સ્તુતિ કરે તે ઠીક છે પરંતુ જેઓ વીતરાગદેવને કૃતકૃત્ય-(ઇચ્છિતકામને સિદ્ધ કરનાર) થયેલા અને એથી જગતની કોઇ પણ પ્રવૃત્તિમાં ઉદાસીન (અલગ રહેનાર) માને છે તેની આગળ કાંઈ પણ યાચના કરવી ઊચિત કેમ ગણાય ? અથવા જો કર્મનો કર્તા હર્તા કે ભોક્તા આત્મા જ છે તો વીતરાગદેવની આગળ કરેલી સ્તુતિ વ્યર્થ છે ?

ઉત્તર—'પ્રથમ વીતરાગદેવ આગળ કઈ દૃષ્ટિએ સ્તુતિ કરાય છે' તે સમજી લેવાની ખાસ જરૂર છે. વીતરાગ દેવની આગળ કરેલા ગુણોની માગણી 'પોતાને શું વસ્તુ જોઇએ છે ?' એ ખ્યાલને તાજો રાખવા માટેજ યોજાયેલી છે. અને તે વસ્તુ 'ભગવાને બતાવેલા માર્ગથી પ્રાપ્ત થાય છે' માટે પરમાર્થથી એમને 'આપનાર' કહ્યા છે.

.૫

સવ્વલોએ અરિહંત-ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં.

—સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણે લોકમાં (બિરાજમાન) અરિહંતદેવની પ્રતિમાઓનું (વંદન વગેરે કરવાથી જે ફળ થાય તે મેળવવા માટે) હું ધ્યાન ધરૂંછું.

**વંદણવત્તિયાએ પૂઅણવત્તિયાએ સક્કારવત્તિયાએ સમ્માણવત્તિયાએ બોહિલાભવત્તિયાએ નિરૂવસગ્ગવત્તિયાએ**—અરિહંતની પ્રતિમાઓના વંદનથી

થતું ( કર્મનાશરૂપી ) ફળ મેળવવા માટે, પૂજવાથી થતું ફળ મેળવવા માટે, સત્કારથી (પ્રભુને ઘરેણાં વગેરે પહેરાવવાથી બહુમાનથી) થતું ફળ મેળવવા માટે, સન્માનથી– (સ્તુતિ સ્તવન શ્લોક વગેરે દ્વારા પ્રભુના ગુણ ગાવાથી) થતું ફળ મેળવવા માટે, સમકિત (જિનધર્મ)ની પ્રાપ્તિ માટે અને જન્મ મરણના ઉપસર્ગથી રહિત–(મોક્ષ)ની પ્રાપ્તિ માટે (હું કાઉસગ્ગ કરૂંછું. કેવી રીતે તે કહે છે.) **સદ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પેહાએ વડ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં**—શ્રદ્ધાપૂર્વક, નિર્મળબુદ્ધિ પૂર્વક (વિવેક–શક્તિથી), ધીરજપૂર્વક (ચિત્તની સ્થિરતાથી), પ્રભુના ગુણોનું મનમાં સ્મરણ પૂર્વક, પ્રભુના ગુણો પર વારંવાર વિચારણાપૂર્વક અને ભાવની ઉત્તરોત્તર વૃદ્ધિપૂર્વક હું કાઉસગની અંદર સ્થિર થાઉંછું.

卐

૧

**ઈચ્છકાર ભગવન્ સુહરાઇ સુખતપ શરીરનિરાબાધ સુખસંજમજાત્રાનિર્વહો છોજી ? સ્વામી સાતા છેજી ભાત પાણીનો લાભ દેજોજી.**

–હે પૂજ્ય ગુરૂ મહારાજ ! આપની રાત્રિ સુખમાં પસાર થઈ છે ? આપ તપસ્યા આનંદથી કરો છો ? આપનું શરીર રોગરહિત છે ? આપ દીક્ષા આનંદથી પાળો છો ? એમ હું ઇચ્છું છું. હે સ્વામી ! આપને દરેક રીતે સુખશાતા વર્તેછે (તે જાણી આનંદ) મારે ઘેર આહાર

તથા પાણી લેવા પધારજો અને અમને ધર્મ (જેથી અમે સુખી થઇએ તે)નો લાભ આપજો.

૨

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર રાઈઅં ખામેઉં? ઈચ્છં ખામેમિ રાઇઅં-હે પૂજ્ય ગુરૂ મહારાજ! ઇચ્છાપૂર્વક આપ મને આદેશ આપો, હું રાત્રિમાં કરેલા અપરાધને ખામવાને તૈયાર થયો છું. ગુરૂ કહે 'ખામેહ'-ખમાવો. શિષ્ય કહે 'ઇચ્છં'-હું એજ ઇચ્છું છું. અને રાત્રિ સંબંધી અવિનયાદિ અપરાધને ખામું છું.

જં કિંચિ અપત્તિયં પરપત્તિયં ભત્તે પાણે વિણએ વેયાવચ્ચે આલાવે સંલાવે ઉચ્ચાસણે સમાસણે અંતરભાસાએ ઉવરિભાસાએ-જે કાંઈ આપને અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ભાવ ઉપજાવ્યો હોય (શેને વિષે) આહારને વિષે, પાણીને વિષે, વિનયમાં, સેવામાં, એકવાર બોલવામાં, વારંવાર બોલવામાં તેમજ આપથી ઉંચા આસને બેસાયું હોય, આપની બરાબર આસને બેસાયું હોય, આપ બોલતા હોય તેની વચ્ચે બોલી જવાયું હોય અને આપે કહેલી વાત અધિક કહેવાણી હોય તે સર્વમાં.

જં કિંચિ મજ્ઝ વિણય-પરિહીણં સુહુમં વા બાયરવા તુબ્ભે જાણહ અહં ન જાણામિ તસ્સ મિચ્છામિદુક્કડં—મારાથી જે કાંઈ આપનો સૂક્ષ્મ-જરા કે સ્થૂલ-મોટો અવિનય થયો હોય તે આપ જાણો છો હું નથી જાણતો તે મારૂં પાપ મિથ્યા થાઓ.

卐

ॐ अर्हं नमः ।

नमो जहट्ठियवत्थुवाईणं ।

नमो नमो बंभव्वयधारीणं ।

# ૩ સામાન્ય જ્ઞાન વિભાગ.

## પાઠ ૧ લો

## તીર્થંકર ભગવાન્

શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામી વગેરે આપણા તીર્થંકરો કહેવાય છે. તેમની ખરા ભાવે સેવા કરવાથી આપણાં આ સંસારનાં બધાં દુઃખો દૂર થઈ જાય છે અને છેવટે આપણે સાચું સુખ ( મોક્ષનું સુખ ) પામીએ છીએ. તીર્થંકરોનાં બીજાં નામ—અરિહંત, જિનેશ્વર, પરમેશ્વર, પ્રભુ, ભગવાન્, વીતરાગ વગેરે છે. તેમને પ્રથમ કેવલજ્ઞાન ( જેથી બધું જાણી શકાય તે મોટામાં મોટું જ્ઞાન ) થાય છે. ત્યારે લોકોને ધર્મનો ઉપદેશ આપે છે. તે વખતે તે ઉપદેશની અસર થવાથી ભગવાનની પાસે ઘણાં માણસો દીક્ષા તથા શ્રાવકનાં બાર વ્રત લે છે. જેઓ દીક્ષા લે તે સાધુ તથા સાધ્વીઓ કહેવાય છે અને જેઓ બારવ્રત લે તે શ્રાવક તથા શ્રાવિકાઓ કહેવાય છે. આ બધા પ્રભુનો સંઘ કહેવાય છે. આ પ્રમાણે માણસોને દીક્ષા તથા વ્રત આપી સાધુ, સાધ્વી તથા શ્રાવક અને શ્રાવિકાઓ બનાવવાથી તેઓ તીર્થંકર ભગવાન્ કહેવાય છે. તેવા તીર્થંકર ભગવાન્ આ વખતે ચોવીસ થયા છે અને અમુક અમુક વખતે ચોવીશ ચોવીશ થયા કરે છે. તેઓમાં કયા ભગવાનની પ્રતિમા છે તે ઓળખી શકાય તે માટે લાંછન બતાવ્યાં છે.

## તીર્થંકર-યંત્ર

| નંબર | તીર્થંકર-નામ | પિતા | માતા | જન્મ નગરી | લાંછન |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રીઋષભદેવજી (આદિનાથજી | નાભિરાજા | મરૂદેવા | અયોધ્યા | વૃષભ (બળદ) |
| ૨ | શ્રીઅજિતનાથજી | જિતશત્રુ રાજા | વિજયારાણી | અયોધ્યા | ગજ (હાથી) |
| ૩ | શ્રીસંભવનાથજી | જિતારિ રાજા | સેનારાણી | શ્રાવસ્તી | અશ્વ (ઘોડો) |
| ૪ | શ્રીઅભિનંદનજી | સંવર રાજા | સિદ્ધાર્થી રાણી | અયોધ્યા | કપિ (વાંદરો) |
| ૫ | શ્રીસુમતિનાથજી | મેઘરથરાજા | સુમંગલા રાણી | ,, | ક્રૌંચપક્ષી |
| ૬ | શ્રીપદ્મપ્રભજી | શ્રીધરરાજા | સુસીમા રાણી | કૌશાંબી | પદ્મ (રાતું કમળ) |
| ૭ | શ્રીસુપાર્શ્વનાથજી | સુપ્રતિષ્ઠરાજા | પૃથ્વી રાણી | કાશી | સ્વસ્તિક |
| ૮ | શ્રીચંદ્રપ્રભજી | મહાસેનરાજા | લક્ષ્મણા રાણી | ચંદ્રપુરી | ચંદ્ર |
| ૯ | શ્રીસુવિધિનાથજી (પુષ્પદંતજી) | સુગ્રીવરાજા | રામા રાણી | કાકંદી | મગર |
| ૧૦ | શ્રીશીતલનાથજી | દૃઢરથરાજા | નંદા રાણી | ભદ્દિલપુર | શ્રીવત્સ |
| ૧૧ | શ્રીશ્રેયાંસનાથજી | વિષ્ણુસેન રાજા | વિષ્ણુસેના રાણી | સિંહપુરી | ખડગી (ગેંડો) |
| ૧૨ | શ્રીવાસુપૂજ્યજી | વસુપૂજ્યરાજા | જયા રાણી | ચંપાપુરી | મહિષ (પાડો) |
| ૧૩ | શ્રીવિમલનાથજી | કૃતવર્માંરાજા | શ્યામા રાણી | કાંપિલપુર | શૂકર (ભુંડ) |
| ૧૪ | શ્રીઅનંતનાથજી | સિંહસેનરાજા | સુયશા રાણી | અયોધ્યા | બાજપક્ષી |
| ૧૫ | શ્રીધર્મનાથજી | ભાનુરાજા | સુવ્રતા રાણી | રત્નપુરી | વજ્ર |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬ શ્રીશાંતિનાથજી | વિશ્વસેન રાજા | અચિરા રાણી | હસ્તિનાપુર | મૃગ (હરણ) |
| ૧૭ શ્રીકુંથુનાથજી | સૂરરાજા | શ્રીદેવી રાણી | ,, | અજ (બકરો) |
| ૧૮ શ્રીઅરનાથજી | સુદર્શનરાજા | દેવી રાણી | ,, | નંદાવર્ત |
| ૧૯ શ્રીમલ્લિનાથજી | કુંભરાજા | પ્રભાવતી રાણી | મિથિલાપુરી | કુંભ (કળશ) |
| ૨૦ શ્રીમુનિસુવ્રતજી | સુમિત્રરાજા | પદ્માવતી રાણી | રાજગૃહ | કૂર્મ (કાચબો) |
| ૨૧ શ્રીનમિનાથજી | વિજયરાજા | વપ્રાદેવી રાણી | મિથિલાપુરી | લીલુંકમળ |
| ૨૨ શ્રીઅરિષ્ટનેમિજી (નેમિનાથજી) | સમુદ્રવિજય રાજા | શિવાદેવી રાણી | શૌર્યપુર (દ્વારકા) | શંખ |
| ૨૩ શ્રીપાર્શ્વનાથજી | અશ્વસેનરાજા | વામાદેવી રાણી | કાશી | સર્પ |
| ૨૪ શ્રીવર્ધમાન (મહાવીર) સ્વામી | સિદ્ધાર્થરાજા | ત્રિશલાદેવી રાણી | કુંડપુર (ક્ષત્રિયકુંડ) | સિંહ |

### પાઠ ૨ જો

## પ્રભુદર્શન તથા ગુરૂ-દર્શન

જેના ઉપર આપણને પ્રેમ હોય તે માણસની સામું જેમ આપણે મનમાંથી બધા વિચારોને દૂર કરી એક નજરે જોયા કરીએ છીએ, તેમ મનમાંથી સંસાર સંબંધી બધા વિચારોને કાઢી નાખી પ્રભુની સામું બે હાથ જોડી એકીટશે જોયા કરવું તેનું નામ દર્શન.

આપણા તીર્થંકરો મોટા અને પવિત્ર પુરૂષો થઇ ગયા છે. તેથી તેમનાં દર્શન કરવાથી આપણું આ ભવ અને પરભવમાં કલ્યાણ થાય છે. આપણાં દુઃખ દુર થાય છે, આપણે સુખી થઈએ છીએ અને અંતે આપણે પોતે પ્રભુ જેવા થઇ જઇએ છીએ. પ્રભુ-દર્શનનું આવું સુંદર ફળ હોવાથી આપણી ફરજ છે કે આપણે પ્રભુ-દર્શન અને ગુરૂ-દર્શન કર્યા વિના દાતણ પણ ન કરીએ. રોજ

સવારમાં ઉઠીને હાથ, પગ, મોં ધોઈ આપણે પહેલું કામ દર્શન કરવાનું કરીએ જેથી આપણો આખો દિવસ આનંદમાં જાય. ઘેરથી નિકળ્યા પછી આપણા મનમાં દર્શન કરવા સિવાયના બીજા વિચારો હોવા ન જોઇએ અને રસ્તે બીજી વાતચીત કે બીજાં કામ કરવાં ન. જોઇએ. આમ થાય તો જ આપણને દર્શનનું ખરેખરૂં ફળ મળી શકે.

## પાઠ ૩ જો નવપદ

આપણામાં આંબેલની ઓળી વર્ષમાં બે વખત (ચૈત્ર અને આસો મહિનામાં) આવે છે. તે વખતે નવ નવ દિવસ આંબિલ કરી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ શ્રીસિદ્ધચક્રના ગુણ ગાય છે તથા ધ્યાન ધરે છે. એ સિદ્ધચક્ર તે નવપદ કહેવાય છે. પદ એટલે ઉત્તમસ્થાનકો અથવા ઉત્તમ વસ્તુઓ. એ નવપદના પહેલા બે પદનો દેવમાં, પછીના ત્રણ પદનો ગુરૂમાં અને છેલ્લા ચાર પદનો ધર્મમાં સમાવેશ થાય છે. આમ નવપદમાં, દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્વો રહેલાં છે. તે પદનું જે રંગથી ધ્યાન ધરવામાં આવે તે તેનો વર્ણ કહેવાય છે.

### નવપદ-યંત્ર.

| નંબર | નવપદ-નામ | ધ્યાનમાટે વર્ણ | ભોજન તથા મંડલ માટે ધાન. |
|---|---|---|---|
| ૧લું | અરિહંતપદ | ધોળો | ચોખા |
| ૨જું | સિદ્ધપદ | રાતો | ઘઉ |
| ૩જું | આચાર્યપદ | પીળો | ચણા |
| ૪થું | ઉપાધ્યાયપદ | લીલો | મગ |
| ૫મું | સાધુપદ | નીલો | અડદ |
| ૬ઠું | દર્શનપદ | ધોળો | ચોખા |
| ૭મું | જ્ઞાનપદ | ધોળો | ચોખા |
| ૮મું | ચારિત્રપદ | ધોળો | ચોખા |
| ૯મું | તપપદ | ધોળો | ચોખા |

આ નામના અનુક્રમ પ્રમાણે નવપદની પૂજા કરવી.

## પાઠ ૪ થો સામાયિક.

આપણે આખો દિવસ સંસારનાં કામકાજ કર્યા કરીએ તો સંસારથી આપણો ક્યારે પણ છૂટકો ન થાય તેથી આપણે થોડો વખત મનની શાંતિ મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. સંસારનાં કામ કોઈ દિવસ પુરાં થયાં નથી, થવાનાં નથી અને થશે પણ નહિ અને જીંદગી ટૂંકી છે માટે સાઠ ઘડીમાંથી બે ઘડી (ચોવીશ કલાકમાંથી અડતાલીસ મિનિટ) પણ ધર્મધ્યાનની કાઢવી જોઈએ. ધર્મધ્યાનથી—સામાયિક કરવાથી આત્મશાંતિ મળે છે, તેથી સામાયિક કરતી વખતે આપણે કોઈની નિંદા ન કરીએ તેમજ નકામી વાતચીત કે મસ્તી તોફાન ન કરીએ. એ કરીએ તો સામાયિક કર્યું ન કર્યું થાય અને સામાયિકનો ખરો અર્થ 'સમતાની પ્રાપ્તિ—જ્ઞાનદર્શન ચારિત્રની પ્રાપ્તિ' છે. તે લાભ આપણને ન મળે. સામાયિક લીધું હોય તે વખતે આપણું કોઈ વાંકું બોલે કે અપમાન કરે તો તેના ઉપર આપણે ગુસ્સે થવું ન ઘટે તેમજ કોઈ આપણાં વખાણ કરે કે આવકાર આપે તો તેથી આપણે ખુશી પણ ન થઈએ વળી દરેક માણસ આપણો મિત્ર છે એમ ગણી તેનું ભલું ચિંતવીએ. આમ વર્તવાથી આપણામાં સમતા આવે છે તે સમતા કાયમ ટકી રહે તે માટે સામાયિક લઈને આપણે ધર્મનાં પુસ્તકો વાંચીએ, ધર્મનો પાઠ ગોખીએ અથવા ધર્મની વાર્તાઓ કરીએ કે નવકારવાળી ગણીએ. આનું સામાયિક બે ઘડી (૪૮ મિનિટ) સુધી વિધિ પ્રમાણે કરવાનું છે. સામાયિક કરતી વખતે આપણે ઉપર લખ્યા મુજબ વર્તીએ.

## પાઠ ૫ મો

### કાઉસગ્ગના ૧૬ આગાર.

૧ ઉંચો શ્વાસ લેતાં (અંદર શ્વાસ જતાં)
૨ નીચો શ્વાસ મૂકતાં (બહાર શ્વાસ નીકળતાં)
૩ ખાંસી, ઉધરસ આવે ત્યારે (મુખે હાથ દેતાં)

૪ છિંક આવે ત્યારે (આડો હાથ દેતાં)
૫ બગાસું આવે ત્યારે (આડો હાથ દેતાં)
૬ ઓડકાર આવે ત્યારે (આડો હાથ દેતાં)
૭ અધોદ્વારે વા છૂટ થતાં.
૮ ચકરી આવતાં.
૯ પિત્તના પ્રકોપથી મૂર્છા આવતાં-વમનાદિ થતાં.
૧૦ સૂક્ષ્મ રીતે શરીર હાલતાં.
૧૧ સૂક્ષ્મ રીતે બળખો કે કફ હાલતાં.
૧૨ સૂક્ષ્મ રીતે નજર હાલતાં.

આ બાર આગાર ઉપરાંત

૧૩ વિજળી કે અગ્નિના ઉપદ્રવથી કે પ્રકાશથી બીજે ઠેકાણે જતાં.
૧૪ બિલાડી પ્રમુખ હિંસક પ્રાણીઓના કારણથી બીજે સ્થળે જતાં.
૧૫ ચોરભય, રાજભય પ્રમુખ ભયથી બીજે સ્થળે જતાં.
૧૬ સિંહભય, સર્પભય કે દિવાલ પડવાના ભયથી બીજે ઠેકાણે જતાં.

આ સોળ આગાર પાળતાં કાઉસગ્ગ ભંગ ન થાય.

આ સોળ અપવાદ સિવાય કાયાને એક સ્થાનમાં, વચનને મૌનમાં અને મનને ધ્યાનમાં રાખવાની પ્રતિજ્ઞા કરી કાઉસગ્ગ કરવામાં આવે છે.

## પાઠ ૬ ઠ્ઠો ઉપકરણ.

જે ઉપકારના કારણો બને તે ઉપકરણ કહેવાય. સામાયિકમાં ચરવળો, કટાસણું, મુહપત્તિ, સ્થાપનાચાર્ય અને પુસ્તક, નવકારવાળી વગેરે રાખવાં જોઈએ.

૧ **ચરવળો**-રજોહરણ-ધૂળનું હરણ કરનાર, અંતર દષ્ટિએ કર્મરૂપી રજને દૂર કરનાર. તે જીવજંતુઓને બચાવવાનું સાધન છે. તેથી જીવોનું રક્ષણ થાય છે. તેનું પ્રમાણ ચોવીશ આંગળની કે એક હાથની ડાંડી અને બાર આંગળની દશીઓનું હોય છે.

૨ **કટાસણુ**–તે ઉનનું હોવું જોઈએ. તેમાં જીવજંતુ ભરાઈ રહેવાનો સંભવ ઘણો ઓછો છે. તે એક આસન નક્કી કરે છે અને કાયયોગથી થતા દોષોને અટકાવે છે. તેનું પ્રમાણ એક ગજ અથવા દોઢ હાથ લાંબુ અને સવા હાથ પહોળું હોય છે.

૩ **મુહપત્તિ**–મુખને આડે રાખવાનું વસ્ત્ર તેથી પુસ્તક, જ્ઞાની વગેરેને થુંક ન ઉડવાથી વિનય સચવાય છે, આશાતનાથી બચાય છે અને ત્રસ જીવોનો પણ બચાવ થાય છે. તે વચનયોગથી થતા દોષોને અટકાવે છે. તેનું પ્રમાણ સોળ આંગળ કે એક ફુટ હોય છે.

૪ **સ્થાપનાચાર્ય**–આના આલંબનથી ઇષ્ટિકાર્ય સિદ્ધ થાય છે ને આત્માને શાંતિ મળે છે.

૫ **પુસ્તક**–વાંચન, **નવકારવાળી** ગુણન અને ધ્યાન એ મન-યોગથી થતા દોષોને અટકાવે છે.

## પાઠ ૭ મો

શ્રાવકનાં બાર વ્રત.

આજ્ઞાનથી પોતાનો ધર્મ પાળવો–(સમકિત)

૧ નિરપરાધી જીવોની હિંસા કદી કરવી નહિ–દયા ધર્મ પાળવો.

૨ પરને મોટું નુકશાન થાય તેવું જુઠું કદી બોલવું નહિ—સત્યધર્મ પાળવો.

૩. પારકી વસ્તુ તેના માલીકની રજા સિવાય લેવી નહિ–રાજદંડે ને લોક ભંડે તેવી ચોરી કદી કરવી નહિ.

૪. પારકી નાર કરવી નહિ–સ્વદારા સંતોષ માની પરદારાને મા દીકરી ને બેન સમાન ગણવી અને પર્વતિથિએ અવશ્ય બ્રહ્મચર્ય પાળવું (તેમ સ્ત્રીએ પણ).

૫. પરિગ્રહનું પરિમાણ કરવું–ધન વગેરે રાચરચીલો પોતાને ખપપૂરતો રાખવો–સંતોષી જીવન ગાળવું.

૬. દયા માટે જવા આવવા સારૂ દિશાઓનું પ્રમાણ કરવું.

૭. ખાનપાન વસ્ત્રાદિ પદાર્થોનું પ્રમાણ કરવું. મદ્યપિ-(વ્યસની) થવું નહિ, પાપ વ્યાપારનો ત્યાગ કરવો. અને અભક્ષ્ય—અનંતકાય વસ્તુ ખાવી નહિ.

૮. અનર્થદંડનો ત્યાગ કરવો—વિશ્વાસઘાત કરવો નહિ, છળ-કપટ રાખવું નહિ, જુગાર કદી ખેલવો નહિ, મોટા સાથે બાથ ભીડવી નહિ, કોઇની નિંદા કરવી નહિ અને નાટક, ભવૈયા, ગંજીપો, ચોપાટ આદિ રમત રમવી નહિ તેમજ જોવી પણ નહિ.

૯. રાગ દ્વેષને જીતવા, સમતાભાવ-જ્ઞાનદર્શન ચારિત્ર અને શાંતિ મેળવવા માટે રોજ સામાયિક કરવું.

૧૦ દેશાવગાસિક કરવું—પર્વતિથિએ યથાશક્તિ તપ કરી તે દિવસે દસ સામાયિક કરવાં.

૧૧ પર્વતિથિએ યથાશક્તિ તપ કરી ચાર કે આઠ પહોરનો પોસહ કરવો. એ ચારિત્રની વાનગી છે.

૧૨. સુપાત્રે દાન દેવું અને શક્તિ મુજબ અનુકંપાદિ પણ દાન દેવું.

## પાઠ ૮ મો.

### શીખામણના બોલ.

૧. શુદ્ધ શ્રદ્ધાવાળા ધર્મીજીવોની સોબત કરવી.

૨. જે વ્રત નિયમ લીધા હોય તેમાં દોષ લગાડવો નહિ.

૩. દુર્જન મિત્રથી ચેતીને ચાલવું.

૪. કોઇ પણ અજાણ્યા માણસની સાથે એકદમ વગર વિચાર્યું ભળી જવું નહિ.

૫. જે કોઇ સારો કે વ્હાલેશ્રી માણસ શીખામણ દે તો તે પ્રમાણ કરી માનવી.

૬. જેના બોલવામાં ઢંગ ધડો ન હોય તેની સાથે ભળી જવું નહિ—પણ એક વચની હોય તેનોજ પરિચય કરવો.

૭. સમકિત (શુદ્ધ શ્રદ્ધા) અને શાયળ (બ્રહ્મચર્ય કે ચારિત્ર)ને શુદ્ધ રીતે પાળવાં.

૮. પોતાના વ્હાલેશ્રી અને સજ્જન મિત્રની સાથે દગો ન કરવો.

૯. કુસંગી કે કુશાળીયા માણસની કે મિત્રની સોબત ન કરવી. કરે તો પોતાની ઇજ્જત–આબરૂ ઘટે.

૧૦. માબાપ, માસ્તર, મુનિમહારાજ વગેરે વડીલોનો વિનય કરવો.–તેમની આજ્ઞામાં રહેવું.

૧૧. સુખ–દુઃખ ખમવાં, ઉત્તમકુળની અને ઉત્તમધર્મની મર્યાદા ન મૂકવી.

૧૨. કોઇ પણ માણસનું પાછળથી ભુંડું ન બોલવું, બોલવાથી અવગુણ પેદા થાય.

૧૩. જ્યાં બે જણ ગુપ્ત વાત કરતા હોય ત્યાં ઉભા ન રહેવું. વાત બહાર પડતાં સાક્ષી પૂરવી પડે.

૧૪. પોતાના મનની વાત જેવા તેવા માણસને મોઢે ન કરવી, કરે તો જરૂર પાછળથી પસ્તાવું પડે.

૧૫. કદાપિ રીસ (ગુસ્સો કે ક્રોધ) ચડે તોપણ જેમ તેમ ન બોલવું. પણ ગમ ખાવી. નહિ તો પાછળથી પસ્તાવું પડે.

૧૬. નાના કે મોટામાં ભૂલચૂક પડે તો વારંવાર સંભારવી નહિ. સંભારે તો અવગુણ નીપજે.

૧૭. કોઇને મોઢે ખોટું મનાવવું નહિ, કામ જોઈને પાડવું.

૧૮. નિશ્ચય તે સોનાની મહોર છે અને વ્યવહાર તે ઉદ્યમ છે માટે વ્યવહાર સાચવવો અને નિશ્ચય તરફ ભાવ રાખવો.

૧૯. બનતાં સુધી કોઇની પણ સામે ન થવું, કદી સામાવાળો તાણી ઝાલે તો આપણે ઢીલું મૂકવું.

૨૦. જે કામ કરવું હોય તેની આગળ પાછળ પરીક્ષા કરવી અને તે કામ જલદી પાર પાડવું જેથી ચાર લોકમાં ચતુર કહેવાઇએ અને પંચમાં પૂછાઇએ.

૨૧ દુર્જન માણસને છેડવો નહિ, છેડતાં જરૂર પાછળથી ભૂંડું બોલે.

૨૨ જે ઘરમાં એકલી સ્ત્રી કે એકલો પુરૂષ હોય તે ઘરમાં એકદમ પેસવું નહિ, કદાપિ અજાણે પેસાય તો તરત પાછા વળવું. ન વળે તો સામાને સંદેહ-વ્હેમ પડે.

૨૩ મૂર્ખ માણસને ઉદ્દેશીને શીખામણ ન દેવી, ઉલટી આપણીજ ખોટ કાઢે.

૨૪ ધર્મમાં તેમજ સમાજમાં કજીઓ ઘાલવો નહિ, દેશદ્રોહી થવું નહિ અને કુમાર્ગે દોરી જનાર પુસ્તકો વાંચવાં નહિ.

૨૫ પોતાની આબરૂના કાંકરા થાય, સારા માણસોમાં શરમાવું પડે તેવું કામ કરવું નહિ.

૨૬ આફત આવે ડરવું નહિ, સારા માણસોનું કે કોઇનું પણ બનતાં સુધી અપમાન કરવું નહિ, બહુ બોલા થવું નહિ, વ્હેમી થવું નહિ અને વ્હાલા સાથે વિરોધ કરવો નહિ.

૨૭ દેવ-ગુરૂની ભક્તિ, ધર્મકરણી કરવી, અને ધર્મધ્યાન-સ્વપરોપકાર કરવો તથા પુણ્યે પાપ ઠેલાય છે, પુણ્ય વિના જસ મળતો નથી, આળસને જસ નથી, ધર્મનું મૂળ વિનય છે, પાપનું મૂળ વ્યસન ને લોભ છે, દુઃખનું મૂળ સ્નેહ છે અને વ્યાધિનું મૂળ રસ છે. માટે બનતાં સુધી તે અનર્થનો ત્યાગ કરી ધર્મમિત્રની સોબતમાં રહેવું.

## સૂત્રોના ટૂંક ભાવાર્થ.

૧ સવાલ--પ્રથમ નંબરે '**નવકાર**' મૂકવાનું શું કારણ ?

જવાબ—વ્યવહારમાં એવો નિયમ છે કે 'મંગલકાર્યની શરૂઆતમાં ઇષ્ટદેવગુરૂનું નામ દેવાનો રિવાજ છે' ઇષ્ટદેવ-ગુરૂના સ્મરણથી મંગલકાર્ય નિર્વિઘ્નપણે સફળ થાય છે. મન નિર્મળ રહે છે, ખરાબ વિચારોનો નાશ થાય છે અને મંગળકાર્યના પ્રારંભમાં ઇષ્ટદેવ-ગુરૂનું નામ દેવું તે મહામંગળને સૂચવનારૂં છે. આ સૂત્રમાં દેવ અને ગુરૂને નમસ્કાર કરેલો છે. આ મંત્રનો હંમેશાં જાપ કરવાથી દિવસ

સારો જાય છે, કાર્યની સિદ્ધિ થાય છે. રોગ, શોક, સંતાપ વગેરે દૂર થઇ જાય છે. જૈનધર્મનો સૌથી મોટો અને અનાદિસિદ્ધમંત્ર માનવામાં આવે છે. આ મંત્રથી '**ૐકાર**' અને '**અનાનુપૂર્વી**' વગેરે બને છે. માટે બધાં સૂત્રોમાં પ્રથમ સ્થાન 'નવકાર'ને આપવામાં આવ્યું છે. 'ૐ'કારનો જાપ કરવાથી કે 'અનાનુપૂર્વી' ગણવાથી ચિત્તની એકાગ્રતા સારી થાય છે માટે શ્રદ્ધાપૂર્વક આનો જાપ રોજ કરવો જોઇએ.

૨ સ૦—બીજા નંબરે '**પંચિંદિય**'ને મૂકવાનું શું કારણ ?

જ૦—'જૈનધર્મની કોઇપણ ધાર્મિક ક્રિયા દેવ કે ગુરૂ મહારાજની સમીપમાં રહીને કરવાની હોય છે.' ગુરૂ મહારાજની સન્મુખ કે તેમના સ્થાપનાચાર્યની સન્મુખ ક્રિયા કરવાથી મન ધ્યાનમાં સ્થિર થાય છે. એવો નિયમ છે કે' મન આગળ જેવો આદર્શ હાજર હોય તે તરફ ચિત્તવૃત્તિ ચોંટે છે' માટે દૃષ્ટિમર્યાદા સન્મુખ ગુરૂની ગેરહાજરીમાં પુસ્તક વગેરે સાપડા ઉપર મૂકી તેમાં (નવકાર અને પંચિંદિય સૂત્રથી ગુણારોપણ કરી) સ્થાપનાચાર્યની ભાવના ભાવવી પછી તેમની આજ્ઞા લઇ ધાર્મિક ક્રિયા કરવી. તે માટે બીજા નંબરે આ સૂત્રને સ્થાન આપવામાં આવ્યું છે. આ સૂત્રમાં ગુરૂ મહારાજ કેવા હોવા જોઇએ ? તે સંબંધી તેમાં ગુણો બતાવવામાં આવ્યા છે અને સ્થાપનાજી સ્થાપતી વખતે આ સૂત્ર બોલાય છે.

૩ સ૦—ત્રીજા નંબરે '**ખમાસમણ**' મૂકવાનું શું કારણ ?

જ૦—'નવકાર' અને 'પંચિંદિય' સૂત્રથી ગુરૂસ્થાપના કરી. તેને પાપરહિત થવા સારૂ શુદ્ધ ભાવથી નમસ્કાર કરવાનો હોય છે. અને પગે લાગતી વખતે બે ઢીંચણ, બે હાથ અને માથું એ પાંચ અંગ જમીનને અડે એવી રીતે પંચાંગ પ્રણિપાતથી—આ સૂત્રથી દેવ—ગુરૂને વંદન કરાય છે. માટે ત્રીજા નંબરે આ સૂત્ર મૂકવામાં આવ્યું છે.

૪ સ૦—ચોથા નંબરે '**ઇરિયાવહી**' મૂકવાનું શું કારણ ?

જ૦—ધાર્મિક ક્રિયા કરવાના પ્રારંભમાં સાધુ—શ્રાવકના ધર્મ—

આચાર પાળવામાં કે જતાં, આવતાં સૂતાં, ઉઠતાં, બેસતાં, કામકાજ કરતાં જાણતાં અજાણતાં જે કાંઇ પાપ થયું હોય, તે સર્વે હૃદયશુદ્ધિપૂર્વક ગુરૂ મહારાજની. કે સ્થાપનાજીની સમક્ષ પ્રકાશવું જોઇએ-પાપનું પ્રાયશ્ચિત્ત કરી આત્મશુદ્ધિ કરવી જોઇએ. તે માટે ચોથા નંબરે આ સૂત્ર મૂકવામાં આવ્યું છે. જેમ કોઇ ખેતરમાં વાવણી કરવી હોય તો તે ખેતરને પહેલાં વાવણી લાયક બનાવવું પડે છે, તેમ હૃદયરૂપી ખેતરમાં સમસ્થિતિ (સમભાવવૃત્તિ) રૂપ કલ્પવૃક્ષ ઉગાડવા સારૂ હૃદયશુદ્ધિ કરવી જોઇએ. તે માટે આ સૂત્ર છે.

૫ સ૦—પાંચમા નંબરે **'તસ્સ ઉત્તરી'** મૂકવાનું શું કારણ?

જ૦—'ઇરિયાવહી' સૂત્ર ઉપયોગથી ભણતાં ઘણું પાપ દૂર થાય છે અને થોડું બાકી રહે છે તે દૂર કરવા માટે-વિશેષ શુદ્ધ થવાને સારૂ આ પાંચમું સૂત્ર બોલાય છે તેથી આ સૂત્રને પાંચમા નંબરે મૂકવામાં આવ્યું છે. આ સૂત્રમાં આત્માની વિશેષશુદ્ધિ કરવા-સદંતર પાપકર્મોનો નાશ કરવા માટે ત્રણ કરણ-(૧) પ્રાયશ્ચિત કરણ-(મારૂં પાપ દૂર થાઓ) (૨) વિશુદ્ધિકરણ-(મારા આત્મા ઉપર ચોંટેલી કર્મની મલીનતા દૂર થાઓ) અને (૩) વિસલ્લીકરણ-(મારા હૃદયમાંથી પહેલું માયાશલ્ય-ઉંડું કપટ, બીજું નિયાણશલ્ય-શુભકામના અને ત્રીજું મિથ્યાત્વશલ્ય-ખોટી માન્યતા દૂર થાઓ) કરવાના આશયથી કાઉસગ્ગ કરવાની આવશ્યકતા બતાવવામાં આવી છે.

૬ સ૦—છઠ્ઠા નંબરે **'અન્નત્થ'** સૂત્ર મૂકવાનું શું કારણ છે?

જ૦—કાઉસગ્ગ કેવી રીતે કરવો? અને તેની અંદર કયા કયા આગારો-અપવાદો સમાયેલા છે? તે તથા બીજા પણ દોષો કાઉસગ્ગ ભાંગવામાં રહેલા છે તે દોષોથી અલગ રહેવું અને શરીરને નિશ્ચલ કરી, વચનને મૌન રાખી, મનને સ્થિર કરી પ્રભુધ્યાનમાં કે આત્મધ્યાનમાં તલ્લીન થવું જોઇએ તે માટે છઠ્ઠા નંબરે આ સૂત્ર મૂકવામાં આવ્યું છે. આ સૂત્રમાં બાર આગાર-છૂટો આપવામાં આવી છે તેથી કાઉસગ્ગ અખંડિત રહે છે. પ્રતિજ્ઞાને બાધ આવતો

નથી લીધેલી પ્રતિજ્ઞાનું બરાબર પાલન થાય છે. તે કાઉસગ્ગથી મનની ચંચળતા નાશ પામે છે, સ્થિરતા અનુભવાય છે અને તેમાં 'નવકાર' કે 'લોગસ્સ' ગણવાનો હોય છે. જે જે ધાર્મિક ક્રિયાઓમાં આત્માને કાઉસગ્ગથી વિશેષ શુદ્ધ કરવાની જરૂર પડે છે, ત્યાં ત્યાં કાઉસગ્ગ કરતાં પહેલાં કાઉસગ્ગના ઉદ્દેશ અને આગારો ગણાવી જવા સારૂ 'તસ્સ ઉત્તરી ને અન્નત્થ' નો પાઠ ભણાય છે.

૭ સ૦—સાતમા નંબરે **'લોગસ્સ'** સૂત્ર મૂકવાનું શું કારણ?

જ૦—આ સૂત્રમાં વર્તમાન ચોવીશ તીર્થંકર ભગવાનની નામ લેવા સાથે સ્તુતિ કરવામાં આવી છે. પરમાત્માના નામનું ચિંતવન કરવાથી પ્રભુની કૃપા મેળવી શકાય છે. આત્માની ઉન્નતિ માટે આરોગ્ય, બોધિલાભ, સમાધિ (મનશાંતિ) અને સિદ્ધિ (મોક્ષગતિ) પ્રાપ્તિની માગણી કરાય છે. તે બધું આપનાર અરિહંત ભગવાન્ છે. તે માટે સાતમા નંબરે આ સૂત્ર મૂકવામાં આવ્યું છે.

કાઉસગ્ગ પાર્યા પછી 'લોગસ્સ' બોલવો—વિશુદ્ધ એવા આત્મા રૂપી ખેતરમાં સમતાભાવરૂપ કલ્પવૃક્ષ ઉગાડવા સારૂ તેની અંદર ચોવીશ તીર્થંકરદેવોના કીર્તન—સ્તુતિરૂપ અમૃત રસના વરસાદનું સિંચન કરી તેને રસવાળો બનાવવા માટે 'લોગસ્સ'ના પાઠની યોજના છે. મહાન્ પુરૂષોના નામનું—ચરિત્રોનું સ્મરણ કરવાથી, તેમના પગલે ચાલવાની ઇચ્છા થાય છે અને અંતે તેમના જેવા થવાય છે.

૮ સ૦—આઠમા નંબરે **'મુહપત્તિના ૫૦ બોલ'** મૂકવાનું શું કારણ?

જ૦—પ્રભુસ્તુતિ કર્યા પછી આત્મશુદ્ધિ કરવાની હોય છે. ભગવતી (પૂજ્ય) મુહપત્તિ કહેવાય છે. તેનું દ્રવ્યપડિલેહણ તે ભાવ પડિલેહણનું કારણ છે. પચાસ બોલમાં જ્યાં જ્યાં **"પરિહરૂ"** એવો પાઠ છે ત્યાં ત્યાં તે તે બોલનો ત્યાગ કરવાથી અને જ્યાં જ્યાં **"આદરૂ"** કહ્યું છે ત્યાં ત્યાં તે તે બોલને અંગીકાર કરવાથી હૃદયભૂમિ શુદ્ધ થાય છે અને તેમાં ધર્મરૂપી બીજનો અંકુરો વૃદ્ધિ પામે છે. તે માટે આઠમા નંબરે ૫૦ બોલ મૂકવામાં આવ્યા છે.

જેમ ખેડૂત ખેતરમાં બી વાવવા સારૂ પ્રથમ જમીનને સાફ કરે છે-ઝાંખરા, કાંકરા વગેરે દૂર કરે છે ત્યારપછી તેમાં બીજ વાવે તો તે સારી રીતે ઉગી નીકળે છે, તેમ હૃદયરૂપી ખેતરમાં મિથ્યાત્વ, રાગ, દ્વેષ વગેરેરૂપ ઝાંખરા, કાંકરા છે તે દૂર કરવા સારૂ અને ધર્મરૂપી બીજ વાવવા સારૂ આ દ્રવ્યપડિલેહણ કરવાનું છે.

૯ સ૦-નવમા નંબરે '**કરેમિ ભંતે**' સૂત્ર મૂકવાનું શું કારણ ?

જ૦-આ સામાયિક લેવાનું પચ્ચખ્ખાણ છે તેમાં સામાયિક લઇને કોઇની નિંદા કે નકામી વાતચીત ન કરવી તે બતાવવામાં આવ્યું છે. જ્યાં સુધી સામાયિકનો નિયમ હોય ત્યાંસુધી કોઇપણ જાતના મન, વચન કે કાયાથી થતા પાપવાળા વ્યાપારોનું સેવન કરવું નહિ અને કરાવવું નહિ એવી ઉગ્રપ્રતિજ્ઞા પ્રભુસાખે ને ગુરૂ સાખે આ સૂત્રથી લેવામાં આવે છે. જેમ કપડું ધોયા પછી ને રંગાયા પછી તેને ડાઘ લાગે નહિ તેવી રીતે સાચવવાની જરૂર પડે છે, તેમ પ્રભુસ્તુતિ ને આત્મશુદ્ધિ કરી ચિત્તવૃત્તિને પ્રભુમય બનાવીને સામાયિકમાં સંકલ્પ આદિ શુદ્ધિઓનું સદ્‌વિચારોથી પાલન કરવું-મનરૂપી પશુને પ્રતિજ્ઞારૂપી ખીલે બાંધવું તે માટે નવમા નંબરે આ સૂત્રને સ્થાન આપવામાં આવ્યું છે. જેમ મુસાફરને ઝાડની છાયા તાપમાં વિસામો છે, તેમ સંસારથી બળ્યા જળ્યાને બે ઘડીનું સામાયિકવ્રત પરમ શાંતિનો વિસામો છે.

૧૦ સ૦—દશમા નંબરે '**સામાઇયવયજુત્તો**' મૂકવાનું શું કારણ ?

જ૦—આ સૂત્રમાં સામાયિક એ બે ઘડીનું (૪૮ મિનિટનું) ચારિત્ર છે, તે વખતોવખત કરવું જોઈએ. તેથી પાપકર્મોનો નાશ થાય છે અને સામાયિક કરતી વખતે શ્રાવક એ સાધુ સમાન છે. એવું શ્રાવકની ઉચ્ચદશાનું ભાન કરાવે છે. માટે જ દશમા નંબરે આ સૂત્ર મૂકવામાં આવ્યું છે.

'નવકાર' થી તે 'કરેમિ ભંતે' સુધીના નવ સૂત્રો સામાયિકની

વિધિ કરતી વખતે બોલાય છે અને આ દશમું સૂત્ર સામાયિકની પૂર્ણાહુતિ કરતી વખતે બોલાય છે–ભૂલની માફી માગવામાં આવે છે માટે તેને સૌથી છેલ્લું મૂકવામાં આવ્યું છે.



૧ **જં કિંચિ**—આ સૂત્રમાં જે કોઈ નામ રૂપે તીર્થ હોય તેને તથા ત્રણે લોકમાં રહેલી જિનપ્રતિમાઓને નમસ્કાર કરવામાં આવ્યો છે.

૨ **નમોત્થુણં**—આ સૂત્રમાં સુદેવ કેવા હોવા જોઈએ તે સંબંધી સ્વરૂપનું–પ્રભુના ગુણોનું વર્ણન આવે છે. અરિહંતદેવની સ્તુતિ છે.

૩ **જાવંતિ**—આ સૂત્રમાં ત્રણ લોકમાં રહેલી જિનપ્રતિમાઓને નમસ્કાર કરવામાં આવે છે.

૪ **જાવંત**—આ સૂત્રમાં પંદર કર્મભૂમિની અંદર વિચરતા બધા સાધુ મહાત્માઓને નમસ્કાર કરવામાં આવે છે.

૫ **જય વીયરાય**– આ સૂત્રમાં પ્રભુની પાસે કેટલીક ઉત્તમ પ્રાર્થના–માગણી કરવામાં આવે છે.

૬ **સવ્વલોએ**—આ સૂત્રથી દેરાસરમાં રહેલી દરેક જિન પ્રતિમાઓને વંદન કરવામાં આવે છે.



૧ **ઇચ્છકાર ભગવન્**—આ સૂત્રથી મુનિ મહારાજોને સુખ-સાતા પૂછાય છે.

૨ **અબ્ભુટ્ઠિઓ**–આ સૂત્રથી મુનિમહારાજોના આપણાથી જે જે અવિનય અપરાધ થયા હોય તે જાહેર કરી તેમની પાસે ક્ષમા–માફી માગવામાં આવે છે.



## સામાયિકના ૩૨ દોષ.

મનનાં પુદ્ગળ દોરંગી છે. સામાયિકમાં જ્યારે વિશુદ્ધપરિણામથી રહેવું કહ્યું છે, ત્યારે પણ એ મન આકાશ પાતાળના ઘાટ ઘડયા કરે છે તેમજ ભૂલ, વિસ્મૃતિ, ઉન્માદ વગેરેથી વચન–કાયામાં

પણ દૂષણ આવવાથી સામાયિકમાં દોષ લાગે છે. મન, વચન અને કાયાના થઇને ૩૨ દોષ ઉત્પન્ન થાય છે, એ બત્રીશ દોષ અવશ્ય જાણવાના છે. તે પ્રથમ જાણવાથી મન સાવધાન રહે છે.

## મનના ૧૦ દોષ

**૧ અવિવેક દોષ**—સામાયિક લઇને સામાયિકનું સ્વરૂપ નહિ જાણવાથી મનમાં એવો વિચાર કરે કે સામાયિક શું ચીજ છે? વિવેક સહિત સામાયિક કરીને કોણ તર્યા છે? એનાથી શું ફળ છે? એ કોનું સાધન છે? એમાં કોણ પરમાધ્ય છે? એની શું શૈલી છે? વ્યવહાર અને નિશ્ચય સામાયિક કયું છે? એવા વિવેકરહિત સામાયિક કરે તો આ દોષ લાગે.

**૨ યશોવાંછા દોષ**—સામાયિક નિર્જરાનું કારણ છે અને મોક્ષનું મુખ્ય સાધન છે, તે કરીને યશ-કીર્તિને ઇચ્છે તો આ દોષ લાગે.

**૩ ધનવાંછા દોષ**—સામાયિક લઇને મનમાં વિચારે કે કોઇ સારો માણસ ધર્મી જાણીને મને ધન આપશે અગર હું સામાયિક કરીશ તો મને ધન મળશે એવી ઇચ્છાએ સામાયિક કરે તો આ દોષ લાગે.

**૪ ગર્વ દોષ**—સામાયિક કરીને મનમાં અભિમાન ધરે કે હું ધર્મને જાણનારો છું. લોકો મને ધર્મી કહે છે અને હું સામાયિક પણ તેવુંજ કરૂં છું. બીજા મૂર્ખ લોકો સામાયિક કરવામાં શું સમજે? એવો ગવ કરે તો આ દોષ લાગે.

**૫ ભય દોષ**—હું શ્રાવકકુળમાં જન્મ્યો છું, મને લોકો મોટા તરીકે માને છે અને જો હું સામાયિક નહિ કરૂં તો લોકો કહેશે કે જુઓ ફલાણા ભાઇ મોટા થયા છે તોપણ તેમના મનમાં ધર્મની નિષ્ઠા આવતી જ નથી, બીજું તો બધું રહ્યું પણ રોજ એક સામાયિક સરખું પણ કરતા નથી. એવું તે શું છે? એથી નિંદા થશે. મનમાં સામાયિક કરવાનો ભાવ નહિ હોવા છતાં લોકઅપવાદના ભયથી સામાયિક કરે તો આ દોષ લાગે.

**૬ નિદાન દોષ**—સામાયિકનું ફળ ઘણું મોટું છે તેમ છતાં સામાયિક કરીને તેનાં ફળથી ધનપુત્રાદિક મળવાનું ઇચ્છે અથવા જો આ સામાયિકનું ફળ હોય તો હું આ લોકમાં ધનવાન થાઉં અને પરલોકમાં દેવતાનાં સુખ પામું એવા આશયથી સામાયિક કરે તો આ દોષ લાગે.

**૭ સંશય દોષ**—સામાયિક કરીને મનમાં એવો વિચાર કરે કે સામાયિક તો કરીએ છીએ પણ આગળ ઉપર એનું ફળ મળશે કે નહિ? એવા સંશયથી સામાયિક કરે તો આ દોષ લાગે.

**૮ કષાય દોષ**—સામાયિકમાં તો પૂર્વે જે કષાય કરેલો હોય તેનો પણ ત્યાગ કરવો એવું રહસ્ય છે તેમ છતાં ક્રોધથી સામાયિક કરવા બેસી જાય કે કોઇ સાથે રોષ હોય તેથી તેને જવાબ દેવો નથી માટે લાવ સામાયિક કરી બેસું એવા કષાયવાળા મનથી સામાયિક કરે તો આ દોષ લાગે.

**૯ અવિનય દોષ**—ધર્મનું મૂળ વિનય છે, વિનયથી—બહુમાનની પુષ્ટતાથી અગણિત ફળ થાય છે. જૈનશૈલિમાં સર્વ ધર્મકરણી વિનય વગરની નથી તે માટે વિનયપૂર્વક સામાયિક કરવું જોઇએ તેમ છતાં ગુરૂમહારાજનો કે સ્થાપનાજીનો અવિનય કરવાપૂર્વક સામાયિક કરે તો આ દોષ લાગે.

**૧૦ અબહુમાન દોષ**—મનથી સામાયિક ઉપર ઘણું બહુમાન અને અધિક ભક્તિભાવ રાખવો જોઇએ. જેમ કોઇ મોટો દયાળુ પુરૂષ કોઇ રોગ, શોક દુઃખ દારિદ્રતામાં પીડાતા મનુષ્યને, અનેક પ્રકારે સહાયતા કરી સુખી કરે ત્યારે તે માણસને ઉપકારી પુરૂષ ઉપર કેવું બહુમાન અને ભક્તિભાવ થાય? તેમ સામાયિક પણ આ લોક અને પરલોકમાં પુદ્ગલિક અને મોક્ષનું સુખ આપનાર છે તેમજ બાહ્ય અને અભ્યંતર દુઃખને દૂર કરનારછે માટે તેનું બહુમાન કરવું જોઇએ તેમ છતાં ભક્તિભાવ અને ઉમંગ રહિત સામાયિક કરે તો આ દોષ લાગે.

## વચનના ૧૦ દોષ

**૧ કુવચન દોષ**—સામાયિકમાં કુવચન-કર્કશવચન બોલે. ઉત્તમને કુવાક્ય બોલવાં લાયક જ નથી તેમ છતાં જે વચન સાંભળી કોઇને ભય, લજ્જા, કષાયાદિ પેદા થાય તેવાં વચનો બોલે તો આ દોષ લાગે.

**૨ સહસાત્કાર દોષ**—સામાયિકમાં આગળ પાછળ ઉપયોગ દીધા વિના-વગર વિચાર્યું એકદમ જેમ મનમાં આવે તેમ બોલે તો આ દોષ લાગે.

**૩ અસતઆરોપણ દોષ**—સામાયિકમાં કોઈને ખોટું આળ કલંક દે, ખોટો બોધ આપે તો આ દોષ લાગે.

**૪ નિરપેક્ષવાકય દોષ**—સામાયિક લઇ શાસ્ત્રની અપેક્ષા વગર પોતાની મરજીએ પોતાને ફાવે તેમ બોલે, જૈનોને તો નિરંતર સાપેક્ષવચન જ બોલવું જોઇએ, નિરપેક્ષ વચન ન બોલવું જોઇએ તેમ છતાં બોલે તો આ દોષ લાગે.

**૫ સંક્ષેપ દોષ**—સૂત્રના પાઠ, અક્ષર વગેરે જેવા હોય તેવા યથાર્થ બોલવા જોઇએ તેમ છતાં ટુંકામાં બોલી નાખે તો આ દોષ લાગે.

**૬ કલહ દોષ**—સામાયિકમાં જેની તેની સાથે ક્લેશ-કંકાસ -કજીઓ કરે તો આ દોષ લાગે.

**૭ વિકથા દોષ**—સામાયિકમાં રાજકથા, દેશકથા, ભક્તકથા અને સ્ત્રીકથા એ કર્મબંધની વાતો કરે તો આ દોષ લાગે.

**૮ હાસ્ય દોષ**—સામાયિકમાં 'અનર્થનું મૂળ હાંસી ને રોગનું મૂળ ખાંસી છે' વળી ઉત્તમ માણુસ અતિ હાસ્ય ન કરે. તે જાણવા છતાં હાસ્યરસવડે કોઇની ઠઠ્ઠા મશ્કરી કરે તો આ દોષ લાગે.

**૯ અશુદ્ધપાઠ દોષ**—સામાયિકમાં સૂત્રપાઠ ન્યૂનાધિક અને અશુદ્ધ બોલે તો આ દોષ લાગે.

**૧૦ મુણમુણ દોષ**—સામાયિકમાં જેમ માખી બણબણ કરે તેમ ગડબડ ગોટાથી સૂત્રપાઠ બોલે જે પોતે પણ પુરૂં માંડ સમજી શકે તેથી આ દોષ લાગે.

## કાયાના ૧૨ દોષ

**૧ આસન દોષ**—સામાયિકમાં ગુરૂમહારાજનો કે સ્થાપનાજીનો વિનય સચવાય—વિનયગુણ રહે ને ઉદ્ધતાઈ માલમ ન પડે તેવા આસને બેસવું જોઇએ પણ પગ ઉપર પગ ચઢાવીને કે વસ્ત્રથી ઢીંચણ બાંધીને અવિનયરૂપ આસને બેસે તો આ દોષ લાગે.

**૨ ચલાસન દોષ**—શ્રાવક એકજ સ્થિર આસને બેસીને સામાયિક પૂરૂં કરે. કદાપિ રોગાદિ કારણે આસન ફેરવવું પડે તો જયણાપૂર્વક ઉપયોગથી ઉઠીને ચરવળાથી પૂંજીને આસન ફેરવી શકાય પણ તેવા કારણ વગર ડગમગતે આસને બેસી કે જ્યાંથી વારંવાર ઉઠવું પડે તેવા આસને બેસી સામાયિક કરે તો આ દોષ લાગે.

**૩ ચલદૃષ્ટિ દોષ**—સામાયિકમાં મૌનપણે ધ્યાન કરે ને સ્થાપનાજી સન્મુખ નજર રાખે, મનમાં શુદ્ધ ઉપયોગ રાખે, મુખ આગળ મુહપત્તિ રાખીને ભણે ગણે ઇત્યાદિ આ શુદ્ધ સામાયિકની શૈલી છે. એ શૈલીને છોડીને ચપળતાપૂર્વક ચારે દિશાએ ચકિત મૃગની પેઠે આંખ ફેરવે તો આ દોષ લાગે.

**૪ સાવદ્યક્રિયા દોષ**—સામાયિકમાં કંઈ પાપની ક્રિયા કરે કે પાપકામની સંજ્ઞા કરે તો આ દોષ લાગે.

**૫ આલંબન દોષ**—સામાયિકમાં શરીરના કારણ સિવાય અજતનાએ દિવાલ કે થાંભલા પ્રમુખનું ઓઠીંગણ લઈ બેસે તો ત્યાં બેઠેલા જંતુ વગેરેનો નાશ અને પ્રમાદ થાય તેથી આ દોષ લાગે.

**૬ આકુંચન પ્રસારણ દોષ**—સામાયિકમાં ખાસ કારણ વિના હાલવા ચાલવાનું નથી કહ્યું, જરૂરના કામમાં લાચાર થતાં ચરવલા પ્રમુખથી પૂંજીને હાથ પગ હલાવે એવી શૈલી છતાં કારણ વિના—નકામા હાથ, પગ સંકોચે, લાંબા કરે કે હલાવે તો—પ્રમાદથી—આ દોષ લાગે છે.

**૭ આલસ્ય દોષ**—સામાયિકમાં અંગ મરડે, ટચાકા પાડે, કેડ વાંકી કરે એ પ્રમાણે પ્રમાદની બહુલતાથી ખેદ ઉત્પન્ન થાય—આળસ મરડે તો આ દોષ લાગે.

**૮ મોટન દોષ**—સામાયિકમાં આંગળી પ્રમુખને વાંકી કરીને ટચાકા વગાડે તો દર્શનાવરણ કર્મના ઉદયથી આ દોષ લાગે.

**૯ મલદોષ**—સામાયિકમાં ધ્યાન કરે, ભણે ગણે, અને અંગમાં થતી ખરજને સહન કરે પણ ચેતના સ્થિર ન રહે તો મનમાં પશ્ચાત્તાપ કરતાં મહાપુરૂષોની ધીરજતા ભાવતાં ધીમે ધીમે ખસને વલૂરે એવી શૈલી છે. તે શૈલીને મૂકીને વલૂરે–ખરજ ખણે કે મેલ ઉતારે તો આ દોષ લાગે.

**૧૦ વિમાસણ દોષ**—સામાયિકમાં ભણતું ગણતું, ધ્યાન કરવું કે સાંભળતું વગેરેને મૂકી દઈ હાથનો ટેકો દઈ કે ગળામાં હાથ નાખી વિચારમાં પડી જાય તો આ દોષ લાગે.

**૧૧ નિદ્રાદોષ**—સામાયિકમાં ભણતું, ધ્યાન કરતું, પુસ્તક વાંચતું કે સાંભળતું પડતું મૂકી ઉંઘ કરે તો (તે ઘનઘાતિ કર્મની પ્રકૃતિ હોઈ સામાયિકને નિષ્ફળ કરે છે માટે) આ દોષ લાગે.

**૧૨ આચ્છાદન–વસ્ત્ર સંકોચન દોષ**—સામાયિકમાં ટંડી–ટાઢ વાય તો સહન કરે પણ ચેતના સ્થિર ન રહે તો મનમાં પશ્ચાત્તાપ કરતાં મહાપુરૂષોની ધીરજતા ભાવતાં એકાદ વસ્ત્ર ઓઢે એવી શૈલી છે, તે શૈલીને મૂકી ટાઢ પ્રમુખની ભીતિથી પોતાના બધા અંગ ઉપાંગ વસ્ત્રથી ઢાંકીને શરીર સંકોચીને બેસે તો આ દોષ લાગે.

આ બત્રીસ દોષ ટાળીને સામાયિક, પ્રતિક્રમણ અને પૌષધ પ્રમુખ ધર્મકરણી કરવી જોઇએ. પાંચ અતિચાર ટાળવા જોઇએ.

## સામાયિકના પાંચ અતિચાર.

**સામાયિક લીધે દુર્ધ્યાન, મન આણે તે દોષ–નિધાન;**
**વચને ભાખે જેય સપાપ, કાયાએ કરી તે પ્રાણ–સંતાપ. ૧**
**વિસ્મૃતિ આવે વેળા તણી, આદર ન કરે જે વ્રત ભણી;**
**નવમા વ્રતના એ અતિચાર, જે ટાળે તસુ હું બલિહાર. ૨**

**૧ મનદુષ્પ્રણિધાન**—સામાયિક લઇને ધર્મધ્યાનમાં મનને

રાખવું એવી શૈલી છતાં દોષનો ભંડાર એવા આર્તધ્યાન કે રૌદ્ર-ધ્યાનમાં મનને જોડે તો આ અતિચાર લાગે.

**૨ વચનદુષ્પ્રણિધાન**—સામાયિકમાં ધર્મકથાઓ કરવી એવી શૈલી છતાં પાપવાળા વચનો બોલે તો આ અતિચાર લાગે.

**૩ કાયદુષ્પ્રણિધાન**—સામાયિક લઈ એક સ્થિર આસને બેસવું જોઇએ એવી શૈલી છતાં જીવહિંસા થાય તેવી રીતે શરીર-વ્યાપાર કરે તો આ અતિચાર લાગે.

**૪ વિસ્મૃતિ**—સામાયિક કેટલા વાગે લીધું તે ધ્યાનમાં રાખવું જોઇએ. કારણકે ઉપયોગમાં ધર્મ છે. એવી શૈલી છતાં ટાઇમ ભૂલી જવાય કે સામાયિક લીધું છે કે નથી લીધું ? એવા ઉપયોગ વગર સામાયિક કરે તો આ અતિચાર લાગે અને

**૫ અનાદર**—સામાયિક આદરપૂર્વક કરવું જોઇએ એવી શૈલી છતાં વખત પૂરો થયા સિવાય સામાયિક પારે તો આ અતિ-ચાર લાગે. એ પાંચ અતિચાર જાણવા પણ આચરવા નહિ.

## છૂટક સ્તવનો.

### ૧ શ્રીઋષભદેવજિન-સ્તવન.

ઉઠત પ્રભાત નામ, જિનજીકો ગાઇયે;
નાભિજીકે નંદકે, ચરણ-ચિત્ત લાઈયે. ઉઠત૦ ૧
આનંદકે કંદ જાકું, પૂજત સુરિંદ-વૃંદ;
એસો જિનરાજ છોડ, ઓરકું ન ધ્યાઇયે. ઉઠત૦ ૨
જનમ અયોધ્યા ઠામ, માતા મરૂદેવા નામ;
લંછન વૃષભ જાકે, ચરન સોહાઇયે. ઉઠત૦ ૩
પાંચસે ધનુષ-માન, દીપત કનકવાન;
ચોરાશી પૂરવ લાખ, આયુ સ્થિતિ પાઇયે. ઉઠત૦ ૪
આદિનાથ આદિદેવ, સુર નર કિ સારે સેવ;
દેવનકો દેવ પ્રભુ, શિવસુખ દાઇયે. ઉઠત૦ ૫

પ્રભુકે પાદારવિંદ, પૂજત હરખચંદ;
મેટો ભવ-દુઃખદંદ, સુખ-સંપદ બઢાઇયે. ઉઠત૦ ૬

## ૨ શ્રીઅજિતનાથજિન-સ્તવન.

તું પરમેશ્વર મેરો, અજિતજિન, તું પરમેશ્વર મેરો;
તું ત્રિભુવનપતિ સમરથ સાહિબ, ખિજમતગાર હું તેરો. અ૦ ૧
વિષય-વિકલ જો દેવ કહાવત, સો તો મોહ અંધેરો;
રાગ દોષ વિણુ જગ ઉપકારી, યાહી દેવ ભલેરો. અ૦ ૨
મેરે મનમેં તુંહી વસત હે, નામ જપત હું સવેરો;
સેવા ન છોરૂ કબહુ ચરણકી, હોઇ રહું નિતુ ચેરો. અ૦ ૩
મોપર કરૂણા કર જગતારક !, દુઃખ સહ્યો મેં ઘણેરો;
અબ મોયે દીજે મહાસુખ એસો, જામે નહિ ભવ ફેરો. અ૦ ૪
મેરે મહોદય કાજ કીયો મેં, શરણ જગપતિ કેરો;
ભાનુચંદ્ર પ્રભુ સેવત પાયો, દિનદિન સુખ અધિકેરો. અ૦ ૫

## ૩ શ્રીશાંતિનાથજિન-સ્તવન.

મોહ્યો મુજ મન તુમ ગુણે, શ્રીશાંતિનાથ જિનરાયારે;
મહેર કરો મુજ ઉપરે, લાગું લળી લળી પાયારે. મો૦ ૧
તુમ નામામૃત-વેલડી, મેં પીધી નિરધારોરે;
ભવ ભવ-સંકટ ટાળજો, પાતક દૂર નિવારોરે. મો૦ ૨
સેવક જાણી આપણો, તો કર કયું ન સંવાહોરે;
તારોજી ત્રિભુવનધણી, તારક સાચ કહાવોરે. મો૦ ૩
તુમ મુખ-ચંદ્ર જ પેખતાં, મુજ થાયે ઉલ્લાસોરે;
મો મુખ એકજ જીભડી, કહી ન શકું જસ તાસોરે. મો૦ ૪
શાંતિ-કરણ તું સાહીબા, સેવકને સુખ દાતારે;
પ્રેમચંદ્રને આ-પ-જો, અવિચલ સુખની સાતારે. મો૦ ૫

## ૪ શ્રીમહાવીરજન્મકલ્યાણક-સ્તવન.

આજ મહોચ્છવ રંગ રલીરી, જાયો સુત તિસલાદે રાની;
કામિત પૂરણ, કામ કલીરી, આજ મહોચ્છવ રંગ રલીરી. ૧

સઝી સનગાર, સકલ સુરવનિતા, અપને અપને મ્હેલ ચલીરી.આ.
આવત સિદ્ધા, રથ કે આંગન, પૂરત મોતીયન-ચોક મલીરી. આ.૨

ઇંદ્ર હુકમ કર, ધનદ પઠાયો, સબ વસુધા ધન ધાન્ય ભરીરી. આ૦
કનક રત્નમણિ, પંચ વરનકે, કુસુમ વિખેરત ગલીય ગલીરી.આ.૩

ઇંદ્રાણી મિલ, મંગલ ગાવત, નાચત નાટક સુર કુમરીરી. આ૦
બાજત ગહન, શબ્દ કર દુંદુભિ, વીણા વેણુ મૃદંગ ભલીરી. ૪

જયજયકાર, ભયો તિહું જગમેં, વ્યાધિ વ્યથા સબ દૂર ટલીરી.
**હરખચંદ્ર** જન-મેં પ્રભુ મેરે, મનકી આશા સફલ ફલીરી. ૫

## ૫ શ્રીમહાવીર કેવલજ્ઞાન કલ્યાણક-સ્તવન.

મહુસેન વનમેં આયા જગસ્વામી, વીર પ્રભુવર કેવલ પામી. મ૦
ઇંદ્રભૂતિ આ-દે દ્વિજ મિલિયા, ચઉદ વિદ્યા ચઉવેદ પારગામી. ૧
સર્વજ્ઞ સુનકે અમર્ષે આયા, પૂછન વેદ અરથ ગુનધામી. મ૦ ૨
પ્રભુદિદાર દેખત, વિસ્મિત ભએ, ભક્તે પાય નમે મદવામી. ૩
વેદપદે જી વાદિક સંશય, છેદ દીયે સંજમ શિવગામી. મ૦ ૪
દ્વાદશ અંગ ર-ચે ગણધરવર, અનુપમ પ્રભુમુખે ત્રિપદી પામી. ૫
દ્રવ્યકે ઉત્પાદ, વ્યય ધ્રૂવ જાને, જ્ઞાન-નિધાન હુવે નિઃકામી. ૬
ચઉવિહ સંઘ થા-પી શિવ વરીયા, તુમ પદ **રત્ન** નમે શિરનામી.૭

## ૬ શ્રીઅરિહંતદેવનું સ્તવન.

અરજ હમારી સુન લિજીયે, જિનમતકે રાજા. અરજ૦ (ટેક)
દુશ્મન ક્રોધાદિક લગારે, પંચ પ્રમાદ ઠગેરા;
તેરે કાઠિયા કેડ ન મૂકે, વિષયાદિક રહે ઘેરારે. જિ૦ અ૦ ૧
આઠ કરમ મોયે નાચ નચાવે, જોનિં લાખ ચોરાશી;
નિજ ગુણ વિણ કછુ કામ ન સરિયો, તુમસે કહું અવિનાશીરે. ૨
ધરમ ધરમ કરતો જગ ઢુંઢે, ધરમ-મરમ નહિ જાને;
સાચે ધરમ વિના લહે કેસે, તત્ત્વ વાત પહેચાનેરે. જિ૦ અ૦ ૩
ભવવનમાંહે ચેતન ભમતાં, સમકિતકું નહિ પાયો;
ગિલગિચીયા જેમ ગુડતા ગુડતા, અબકે નરભવ આયોરે. ૪
સમરથ સાહિબ જાન પ્રભુજી, તુમ દર્શન મન ભાયો;
મુગતિ નગરકી ડીગરી દીજે, અબીરચંદ ગુણ ગાયોરે. ૫

## ૭ શ્રીનવપદજીનું સ્તવન.

ભવિ ! પ્રીત કરી, નવપદ ગુણનિધિ દાયક લાયક સેવીએ. (ટેક).
તિહાં પ્રથમ દેવ અરિહંત ભાખ્યા, દુજા શ્રીસિદ્ધ ગુણી દાખ્યા;
ત્રીજા આચારજ ગુરૂ આખ્યા. ભવિ૦ ૧
ચઉથે પદ ઉપાધ્યાય રૂડા, પંચમ ગુરૂ સાધુ નહિ કૂડા;
છઠ્ઠે દંસણ ધરમે ચૂડા. ભવિ૦ ૨
સપ્તમ પદ જ્ઞાન સુંદર દીસે, અઠ્ઠમ ચારિત્ર કર્મ પીસે;
નવમે તપ ઉત્તમજન કીસે. ભવિ૦ ૩
રાગદ્વેષ મોહ દૂર કરી, આશા-સંવેગ-સંતોષ ધરી;
ધ્યાવો તો એહ છે ધર્મ-તરી. ભવિ૦ ૪
સાગર[૭] નિધિ[૯] વસુ[૮] ઇંદુ[૧] સમે, આશ્વિન સિત પૂરણ જ્ઞાન રમે;
હર્ષે જગ જસ પરતાપ નમે. ભવિ૦ ૫

## ૮ પજુસણપર્વનું સ્તવન.

ભાઈઓ ! આવ્યો શ્રાવણ માસ, પ્રગટ્યો પુણ્યપ્રકાશ,
આછેલાલ પર્વ પજુસણ આવીયાંજી;
મોટું મંગળ જેહ, ઉત્તમ ગુણનિધિ તેહ,
આછેલાલ ભવિજનને મન ભાવીયાંજી. ૧

શત્રુંજય તીરથ સાર, મંત્ર માંહિ નવકાર,
આછેલાલ વ્રતમાં શીલવ્રત જાણીએજી;
નીરમાં ગજપદ નીર, વસ્ત્રમાંહિ જેમ ચીર,
આછેલાલ તેમ એ પર્વ વખાણીએજી. ૨

જે પરવે સુરરાય, અષ્ટમે દીપે જાય,
આછેલાલ અઠ્ઠાઇ ઓછવ તિહાં કરેજી;
તિહાં વૃંદારક-વૃંદ, વંદે શ્રીજિનચંદ,
આછેલાલ અંગ-ઉચ્છાહ ઘણો ધરેજી. ૩

જગમાં તે ધન ધન્ય, આરાધે કૃત પુન્ય,
આછેલાલ પર્યૂષણ વિ-ધિ સદાજી;
તસ ઘર મંગળ માળ, પામે ભોગ રસાળ,
આછેલાલ દુઃખદોહગ ના-વે કદાજી. ૪

ત્રીજે ભવ મનોહાર, આઠમે તો નિરધાર,
આછેલાલ શિવરમણી લી-લા વરેજી;
તસુ ગુણ ગાઈ જગીશ, વાઘજી મુનિનો શિષ,
આછેલાલ ભાણ ઇચ્છા પૂ-રણ કરેજી. ૫

卐 卐 卐

जैनं जयति शासनम्



# ધાર્મિક બાળપોથી